લેખકના બીજા પુસ્તકો

*

જલિયાંવાલાં

*

'૧૮૫૭'

*

કબ્રસ્તાન

*

બંધન અને મુક્તિ



# 'કલ્યાણ યાત્રા'

લેખક

'શ્રી. દર્શક'







પ્રકાશક

વોરા એન્ડ કંપની પબ્લીશર્સ લીમીટેડ,

૮, રાઉન્ડ બીલ્ડીંગ, કાલબાદેવી રોડ,

મુંબઇ ૨

સોલ એજન્ટસ
આર. આર. શેઠની કંપની
બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ
કેશવબાગ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ

કિંમત રૂ.

પ્રથમ આવૃત્તિ
વસંત પંચમી

: મુદ્રક :
મનુભાઇ અમૃતલાલ શેઠ
સ્વાધીન : મુદ્રણાલય
રાણપુર : (કાઠિયાવાડ)

પૂજ્ય ભાઈ રવિશંકર દાદા

તથા

ભાઈ મોટા રતુના

શ્રી ચરણે

*　　　　*　　　　*

स्वकर्मफलनिर्दिष्टां यां यां योनिं व्रजाम्यहम्
तस्यां तस्यां हृषीकेश त्वयि भक्तिर्दृढास्तु मे



ગણ્યા ન દિનો ન ગણી જ રાત
ગણ્યા ન દોસ્તો ન ગણ્યા જ ભ્રાત
ભમ્યા બંધુઓ ન મુક્યું સ્મશાન
ગ્રહ્યું બધુંએ દીઠું પ્રાણવાન
અને પમરતી શું સુગંધ વહશે
અમારી સહુની આ પુણ્યયાત્રા ?
અનેક નયને સહુ કોઈ જોશે
વિશુદ્ધ ને પાવક યજ્ઞપાત્ર.

# પરિચય

વહીવટી કામોનાં વૈતરાં જિંદગી આખી કરનાર પાસે વાઙ્મયના રસાસ્વાદ કે ચર્ચાની કળા પ્રકાશકે ક્યાં ભાળી એ વિમાસણમાં હું હતો ત્યાં ભાઈ 'દર્શક'નો પોતાનો મને કાગળ આવ્યો. કાગળમાં તેમની 'યાત્રા' ને સારૂ મારા આશીર્વાદ માગ્યા હતા.

શ્રી 'દર્શકે' ચારપાંચ પુસ્તકો અત્યાર સુધીમાં લખ્યાં છે. આ પુસ્તકોનાં વખાણ મેં મિત્રો પાસેથી સાંભળ્યાં છે. હું ભૂલતો ન હોઉં તો એમાંના ઘણાંખરાં ભાઈ 'દર્શક' કે તેમના પ્રકાશકોએ મને મોકલ્યાં પણ હતાં. પણ મારે શરમ સાથે કબૂલ કરવું જોઈએ કે તેમાંનું એકે મેં વાંચ્યું ,નથી.

આ બધી હકીકત છતાં શ્રી 'દર્શક' નો મારા પ્રત્યે જે પક્ષપાત રહ્યો છે ને અમારી વચ્ચે આજે વર્ષોથી જે મીઠો

આધ્યાત્મિક સંબંધ રહ્યો છે તેને જ આભારી છે. બીજું પણ એક કારણ કલ્પી શકું છું. 'કલ્યાણ યાત્રા'ની રચના દરમ્યાન શ્રી 'દર્શક' થાણા ખાતે આવીને અમારી વચ્ચે થોડુંક રહી ગયા હતા. સવારની પ્રાર્થના પછી અવારનવાર તે 'હાથપ્રત'ના કોઈ કોઈ ભાગો મને વાંચી સંભળાવતા અગર તો તેમાંના કેટલાક પ્રસંગોની પાછળ તેમણે કલ્પેલ આદર્શ કે આધ્યાત્મિક ધરતીની મારી જોડે ચર્ચા કરતા. પોતે ગયા ત્યારે એ ચર્ચાઓની જે કુમાશ અને પોતાના વ્યક્તિત્વની સુગંધ મૂકતા ગયા તેને હજુ સુધી આશ્રમવાસીઓ ભૂલી શકયા નથી.

આટલો જ આ 'પ્રસ્તાવના' ની પાછળનો ઇતિહાસ છે. શ્રી 'દર્શક' ગુજરાતના એક આશાદાયી ઉછરતા ચિંતક લેખક અને સેવક છે. તેમની નિર્મળ પ્રતિભા, આદર્શવાદ અને ગુણોએ તેમને નાના મોટા સૌ કોઈના પ્રિય બનાવ્યા છે. જે ગ્રંથ રચના શ્રી 'દર્શકે' કરી છે, જે પાત્રાલેખન, ચરિત્ર આલેખન અને આદર્શ ચિત્રણ તેમણે અહીં કર્યું છે તેના ગુણદોષ વિવરણની મારા જેવા પાસેથી કોઈ અપેક્ષા ન રાખે. વળી 'દર્શક'ની 'કલ્યાણયાત્રા'ની હું ધારું છું કે આ 'પહેલી ટૂંક' છે. એમને ત્રણ ટૂંકો ચડવાની છે કે પાંચ કે સાત, તે હું નથી જાણતો. પણ એમની આ 'કલ્યાણયાત્રા'માં અનેક સાથીઓ મિત્રો અને મોટેરાંઓની શુભેચ્છાઓ એમની સાથે છે એ હું જાણું છું. અને એમણે મારો આશીર્વાદ જ માત્ર માગ્યો છે એટલે અત્યારે તો હું એમને સફળ યાત્રા ઇચ્છી વિરમું છું.

ગાંધી આશ્રમ
થાણા ૨૦-૧-૩૯

સ્વામી આનંદ

# પુણ્યપ્રવાસ

અનેક સંવત્સરો પહેલાં એક જુવાન સ્થિર પગલે ને અજેય ચિત્તે ઉત્તર હિમગીરી તરફ જઈ રહ્યો હતો. એના પિતા, પિતામહ સૌ વૃદ્ધ થતાં એ જ રસ્તે પળ્યા હતા. પણ આને તો વૃદ્ધાવસ્થાની રાહ જોવા જેટલી પણ ધીરજ નહિ હતી; સાધુતાને અવગણવાનો ડાઘ ધોવા એ અધીરો થયો હતો; એના પિતાએ એને કહ્યું હતું કે "એ ડાઘ ધોવાને તો સ્વર્ગ-ગંગાને પૃથ્વીતલે અવતારવાં પડશે."

એનું નામ ભગીરથ.

હિમાલયની કો કરાડ કેડી પર કાળજું વીંધી નાખે તેવા શીત વાયુના ઝપાટા ખમતા એ દંડધારી ભગીરથની કલ્પના આજે પણ આપણા અકર્મણ્ય જીવનમાં નવું દીવેલ પૂરે છે.

ને એની તપસ્યાની ચિરંતનગાથા ગાતી ભાગીરથી તો હજુ પણ કેકના શરીરને કોઇકના મનનો મેલ ધોતી વહી જાય છે-ધર્મનો દીપ જલતો રાખવાનું સૌભાગ્યકળશ કોણ જાણે કેમ આવા પુણ્યપ્રવાસીઓને માથે જ ઢોળાયો છે; શંકર સંન્યાસી હતો; આનંદ ને ઊપગુપ્ત પરિવ્રાજકો હતા; ઇશુ Vagabond હતો-ને આજે પણ કેટલાયે ઊપગુપ્તો થઇ ઘરબાર વગરના રખડતા ફરતા શખ્સો છે; એ પુરાણપુરૂષ પાસે વિનમ્રભાવે મદદ યાચતો એવા કેટલાકનો પ્રવાસ આરંભુ છું.

૨૯-૨-૩૭<br>
થાણા

'દર્શક'

# પ્રકરણસૂચી

# પિતા

## (૧)

ટપાલ બીડીને આવતાં સુખલાલ માસ્તરે ખેતરે સાંતી લઈ જતા અમરા સરસા વાડીઆને કહ્યું "હવે તો ઘરડા ઢાંઢાને કાઢી નાખ" ત્યારે અમરાને ખબર નહિ હોય કે એતો એ પોતાના માટે જ કહેતા હતા એટલે એણે જવાબ આપ્યો.

"સાબ હજી તો આ ઢાંઢો પાંચ સાત વરસ ઢસડી કાઢશે"

ને એ સાંભળી માસ્તરને નવું જ્ઞાન થયું હોય તેમ હજૂર ઉપર એક અરજી લખી કાઢી.

**નેક નામદાર ખુદાવંદ,.................. આઇ. ઈ.**
**બહાદુરની પવિત્ર હજૂરમાં**

સલામદિગર મોજે ગામ રણોલીના મહેતાજી સુખલાલ રવિશંકરની નમ્ર અરજ છે કે આ વર્ષે મારાં નોકરીનાં વર્ષ પૂરાં થતાં હોવાથી કાયદેસર રીતે મારે નોકરી પરથી છૂટા થવાનો સમય આવી ગયો ગણાય. પણ મારી આપને નમ્રભાવે અરજ છે કે આ સેવક જેણે આપના રાજયમાં છેલ્લા પચીશ વર્ષથી લાગલાગટ સેવા બજાવી છે તેને ચાલુ સાલનું વર્ષ ગ્રેસ તરીકે આપવા કૃપા કરશો.

મારી ઉમર આજે ૫૯ વર્ષની છે. આવતી સાલ સાઠ પૂરાં થશે. પણ મને મારી તંદુરસ્તી જોતાં લાગે છે કે હજુ હું વધુ વર્ષ આપની સેવામાં ગાળી શકીશ. મારું મગજ હજુ પહેલાં જેટલું જ સરસ કામ આપે છે એટલે શાળાનો બોજો મને ભારે નહિ પડે. આ સાથે ડૉકટરનું સર્ટીફીકેટ મારી તંદુરસ્તીની ખાત્રી માટે જોડું છું તે તરફ આપ નામદારનું લક્ષ જાય એવી વિનતિ છે.

શાળાના પરિણામનાં આંકડા છેલ્લા ત્રણ વર્ષના આ સાથે જ મૂકયા છે. જે જોતાં આપને માલુમ પડશે કે મેં મારું કામ ઉપરી અધિકારીઓની નજરે કેટલા સંતોષપૂર્વક બજાવ્યું છે.”

ને એ લખતાં અટકયા. થોડીવારે ઉમેર્યું.

“મારી આર્થિક સ્થિતિ એટલી નબળી છે કે આ એક વર્ષની આમદાની મને ભારે ટેકા રૂપ થઈ પડશે.

આપણે ત્યાં નોકરી સંબંધમાં બે ધારા છે. એક સાઠ વર્ષની ઉમર થાય એટલે નોકરી માટે નાલાયક ગણવાનો અને બીજો પચીશ વર્ષ નોકરીની મુદત થાય એટલે નાલાયક ગણવાનો. મારાં પચીશ વર્ષ નવા બજેટ મુજબ થાય છે પણ સાઠ વર્ષ પૂરાં થવાને હજુ એક વર્ષની વાર છે. મને પહેલી કલમનો લાભ આપીને એક વર્ષ એક્સટેન્શન આપવા મહેરબાની કરવા વિનંતિ.

લી. તાબેદાર સેવક

**સુખલાલ રવિશંકર**

ને પછી માથેથી મહાભાર ઉતારતા હોય તેમ કાગળ એક-બાજુ મૂકી મેલા તકિયાને અઢેલી આડા પડયા. આજે રવિવાર હતો. મોહનો હજુ હજામત કરવા આવ્યો નહોતો ને રવિવારના નિયમ પ્રમાણે ગરમપાણી તો મૂકયું ન હતું એટલે વિચાર હિંડોળે

ચડવા સિવાય બીજું કાંઈ કામ ન હતું. અમસ્તું, પણ એમના એક-ધારા ને શાંત જીવનમાં બહુ ગૂંચવનારા વિચારોને સ્થાન નહિ હતું. આજ ચૌદ વર્ષથી એ એમનો નાનકડો કે બહોળો કુટુંબમાળો નાખી અહીં દરબારગઢના એક ખૂણામાં ચૂપચાપ પડયા હતા. ચૌદ વર્ષ જેટલા લાંબા ગાળામાં ભાગ્યે જ એમણે ગામના કોઈ આદમી સાથે કડવાં બી વાવ્યાં હતાં, એવું બધું કરવા એ એમની વાડી-માંથી ભાગ્યે જ નવરા પડતા. ઈશ્વરે એમને કહ્યાગરું કુટુંબ આપ્યું હતું, પાંચ દીકરીઓ ને ત્રણ દીકરા. ત્રણ પરણાવેલ દીકરીઓમાંથી કોઈને કોઈ અવારનવાર અહીં પિયેરમાં મહિનો માસ, આવી જતી. એટલે માસ્તરનું ઘર સદાયે ભર્યું ભાદર્યું રહેતું, ને માસ્તરનું કામ પણ. કારણકે પાંત્રીશ રૂપિયાના પગારમાં આ બધી વાડીને ઋતું ઋતુએ પાણી પૂરું કેમ પાડવું એની એમને અહોનીશ ચિંતા રહ્યા કરતી, પણ વિમલની બા તો કહેતા કે 'અમારો સંસાર તો ઇશ્વરે જ ચલાવ્યો છે; નહિતર કયાં આ બોળો વસ્તાર ને કયાં આ ટૂંકી કમાણી' ને જવાબમાં માસ્તર ઘણાને મોંએ આ ઉત્તરાવસ્થામાં પણ અભિમાનને આનંદ સાથે કહેતા કે "મારું ગાડું તો આ વિમલની બાએ જ સરખું હલાવ્યું છે, નહિતર મારા જેવો છૂટા હાથવાળો માણસ આટલો આટલો રૂપિયાનું કરજ પતાવે, ને ઉપરાંત આટ આટલાં કામ કાઢે એ તે બને જ કેમ ?"

ને એ વાત પણ સાંભળવા જેવી છે. વિમલે એક દિવસે સાંજના પૂછેલી.

'બાપુજી, આ તમારું કડું તો હવે ઘસાઈ ગયું છે એને કાઢી નાખોને, કાં નવું ઘડાવો.'

સુખલાલ માસ્તરે ઘડીકવાર કડા સામે જોયું ને પછી આંખ મીંચી વળી ઉઘાડીને કહ્યું.

'એ નવું નો ઘડાવાય, એકવાર ઘડાવાઈ ગયું એતો.'

'શું કામ?'

'બાપુજી, એને ય વાત કરો, ખબર તો પડે કે કેટલી વીશે સો થાય છે.' પડખે બેઠેલ મોટી દીકરીએ કહ્યું.

'તેં તો સાંભળ્યું હશે. જો તારા જેવડો તો નહિ પણ વનિતા બેન જેવડો હઈશ ત્યારે મારા બાપાની પાસે મેં એક ચીજ માગેલી.' સંધ્યાના શીતળ પવનમાં ફળીમાં બેઠા બેઠા એમણે વાત માંડી. 'આપણા મણીશંકર દાદાના એક મોટા દીકરા હતા ખીમજી કરીને. હું ને એ બેઉ દોસ્તાર. મણીશંકર દાદા રહ્યા ગાડિ જીવવાળા તે એમણે ખીમલા સારૂ કડું ઘડાવ્યું, આપણે તો એ જોઇને નક્કી કર્યું કે આવું કડું આપણે પે'રવું. અને આપણે સો બેઠા હશે એમ ફળીમાં સૌ બેઠા હતા, મારી બા, ભા, દાદા સૌ બેઠા હતા, મેં ધાર્યું કે આટલા બધા વચ્ચે માગીશ એટલે હા પાડી દેશે એટલે કીધું 'બાપા મને ખીમજીભાઇ જેવું કડું ઘડાવીદ્યો' ભાએ તો હળવેક રહીને પડખે બેસારીને સંભળાવ્યું 'ગગા, મારે વાંસે જે દિ...ની નાત જમાડે તે દિ કડું પેરજે, ત્યાં સુધી કડાને રામરામ' કહી પિતા અટક્યા. બન્ને છોકરાં આતુર આંખે એમના મોં સામે જોઈ રહ્યા.

'પછી?' નાના વિમલે પૂછ્યું.

'પછી શું? ચાર પાંચ વર્ષ પછી, એટલે લગભગ હું ૧૯ વર્ષનો હતો ત્યારે ભા ગુજરી ગયા, આપણે તો નક્કી કરી રાખેલું કે ભા વાંસે ગમે એમ થાય પણ નાત તો કરવી જ. તે દિ...ની નાત એટલે ૧૦૦૦ ખોરડાં પૂરા. દોઢ હજાર રૂપિયા ખિસ્સામાં હોય ત્યારે જ નાત કરવાનું નામ ધરતા ખૂણે લેવાય. ને ભા તો

વાંસે કાંઈ નહિ મૂકી ગયેલા, ફક્ત ખોરડાં ને થોડું રાચ રચીલું. પણ નાત કરવાનો સંકલ્પ હતો, એટલે દશમને દિ ગયો પાનાચંદ જીવરાજને ત્યાં. જઇને વ્યાજે રૂપિયા લીધા. ભાની આંટ સારી એટલે રૂપિયા ખોટા થવાની બીક નહિ. રૂપિયા લઈ આવી, ઘેર સૌને વાત કરી. તેરમાને દિ નાત જમાડી. તે દિ આ કડું પે'રીને નાત વચ્ચે ફરેલો.'

'પછી ?'

'પછીશું ?' વિમલની બાએ તુલસી ક્યારે ઘીનો દીવો મૂકતાં હસીને કહ્યું 'પછી આઠ રૂપિયાને પગારે લાગી ગયા તે હજી સુધી સીંદરા તાણ્યા કરે છો' ને એ હસી પડી. દીવાની ઉજ્વળ ને પવિત્ર ઝાંયમાં એની પ્રેમળ મૂર્તિ તરફ તાકી રહ્યા.

'તું તારે કહેને કે સીંદરા તાણ્યા કરું છું પણ મારે મન તો એ જ વશેકાઈ છે.'

'પણ વશેકાઈ કેવી મોંઘી પડી ગઈ ? તમારે કે મારે માટે બીજું કડું ઘડાવવાની વેળા આવી છે ?' એ છેડો પાથરી જ્યોતને નમસ્કાર કરતાં બોલી.

'આ કડાના પૈસા ભરાઈ જશે એટલે તારો વારો.'

'ત્યાંતો આ બધા પેરનારાનો વારો નહિ આવ્યો હોય ?' માતા માળા લઈ સૌની વચ્ચે બેઠી. 'હજી કેટલા બાકી છે ?' એણે પૂછ્યું.

'ચાર કાંધા છે, બે વર્ષમાં પતી જશે.

'જેશંકરભાઈને કેટલું રહેશે ?'

'એણે તો કે દિવસનું પતાવી દીધું. આજ એને પાંચ વરસ થઈ ગયાં.'

'ત્યારે આપણે જ રહ્યા એમને ?'

'હા, પણ આપણે વચમાં કામ કેટલાં કાઢયાં ? એણે તો દીકરાને જ પરણાવ્યો. આપણે ત્રણ દીકરીઓને પરણાવી, એમનાં આણાં પરિઆણાં કર્યાં, જેશંકરને ભણાવ્યો, પરણાવ્યો, મોટાને પરણાવ્યો, હું પંડે બીજીવાર પરણ્યો આ છોકરાને જનોઈ દીધી તે ઉપરાંત પંદર પંદર વર્ષ સુધી સૌના પેટનો ખાડો પૂર્યો તેય આઠ રૂપિયાના પગારથી માંડીને, ત્રીશ રૂપિયા તો આજ દીઠા.'

'ને હજી આને ભણાવવાનું ખરચ તો ઊભું જ છે.'

'હા, એમાં કયાં પાડ કરી છે ?'

'વશેકાઈ કરો છો ને' એણે આંખે માળા અડાડીને ઊઠતાં કહ્યું.

'ઠીક લે' પિતા હસ્યા. તું વાળુ કાઢ છે ને 'અમે આવીએ.'

'હા ચાલો, વિમલ તમે પગે લાગ્યાં' જતાં જતાં એણે કહ્યું.

'ના બા, ભૂલી ગયાં, ચાલ મોટીબેન.'

'હેં બેન વશેકાઈ એટલે શું ?' તુલસી કયારા તરફ જતાં વિમલે પૂછ્યું. ને માસ્તર વિમલ તરફ આશાભરી નજરે જોઈ રહ્યા. ને આમ તો એમનું જીવન હંમેશાં આશાના સરોવર જેવું પ્રફુલ્લ ને મીઠું રહ્યા કર્યું હતું. જે દિવસે એમને રવિશંકર મહેતાએ ઘરની પાંચ દસ વીઘા જમીન ખેડવાનું સુપરત કરવા ધાર્યું ત્યારે એણે ભણતર તરફ આશાની નજરે જોયું. ને તે જમાનાના લોક વાહ વાહ

બોલે એટલું ભણ્યો. બીજા વર્ષનો ટ્રેન્ડ થયો; જ્યારે એણે નાત કરી ને બોજો પડ્યો ત્યારે એની કલ્પનામાંએ નહોતી એવી શાંત ને એકાંતિક દસ રૂપિયાના શિક્ષકની જિંદગી મળી ગઈ. જેમ જેમ વસ્તાર વધતો ગયો તેમ તેમ એમનો પગાર પણ વધતો ગયો. નાના જેશંકરને સીનિયર થવા મોકલ્યો એ વખતની મૂંઝવણ ક્યાંકથી સ્કોલરશીપ મળતાં ટળી ગઈ; ને પછી પ્રત્યેક કામકાજે ને ક્યાંકથી એમને મદદ મળતી રહી. બીજી દીકરીના લગ્ન વખતે એની બાના ઘરેણાં કાઢી નાખવાનો પ્રસંગ આવ્યો. એ જ વખતે નાનાભાઈનો કાગળ આવ્યો કે પોતે વગર વ્યાજે બસોએક રૂપિયા ધીરશે. ને આમ એમનું નાવ સુખરૂપ પ્રયાણ કરી રહ્યું હતું, કઈ તરફ એ તો સૌ કોઈની જેમ એમને પણ ખબર નહિ હતી. એ તો સદાયે કહેતા કે "ભાઈ આટલી જિંદગી જરાયે કલેશ કંકાશ વગર શાંતિથી કાઢી નાખી છે તેમ બાકીની થોડીક નીકળી જાય એટલે જાણે જગ જીત્યા. આ વિમલ જરાક કામ કરતો થઈ જાય તો આ બે છોકરી ને આ કનૈયાનો ભાર એના માથે નાંખી નિરાંતે પ્રભુભજન કરું.

ને એ વૃદ્ધ જીવનનો એકેએક સાંધો હવે તૂટી ગયો હતો. પચીસ વર્ષના ઢસરડાએ એનામાં એટલો બધો થાક ભરી દીધો હતો કે કોઈ એને નિરાંતે ઊંઘવાની રજા આપે તો ક્યા પ્રભાતે એ ઊઠે તે કહેવાય નહિ. સવારના દસથી તે સાંજના સાત સુધી એ શાળા ને ટપાલનું કામ કર્યાં કરતા. પાટિયા ઉપર આંકડાઓ ભૂંસતા ને લખતા; છોકરાઓને મારતાં અને હસાવતા. કવિતાના અર્થ, કવિતાની જોડણી, અન્વય અને વ્યુત્પત્તિ, ચડતી ભાંજણીને ઊતરતી ભાંજણી, સાદું વ્યાજ ને ચક્રવૃદ્ધિ વ્યાજ, પાંતિ ને શેર લોન, નફોતોટો ને પ્રમાણ ભાગ, ઇતિહાસ ને ભૂગળ

શીખવી શીખવી એમના મગજમાં ભારે ગૂંચવાડો પેદા થયો હતો. એ વારંવાર વિચારે ચડતા કે આ દુનિયા સાચી કે પેલી કલકત્તામાં વસતો મોટો છોકરો જેની વહુની માંદગીનો કાગળ હમણાં જ આવ્યો હતો; પોતાનું કુટુંબ, છોકરા છોકરીઓ, આજ સવારે જ ઘરમાંથી મગાવેલ ઘી, સવારે જ કરેલ પૂજાપાઠ ને ટપાલમાં ખૂટતા બે ચાર રૂપિયા, તેમાં કઈ એની દુનિયા હતી? ઘણીવાર તો એને પ્રશ્ન થતો કે પોતે માસ્તર છે કે માણસ? એને લાગતું કે પોતે માસ્તર જ છે. ને ખૂંધે નમી ગયેલ એ રોફમાં ને રોફમાં હાથમાં લાકડી લઈને નદીકિનારે ફરવા નીકળી પડતા; રાત્રે આવતા ત્યારે કનૈયો કે અનુ ચોપડી ઉઘાડીને પૂછતાં 'બાપા શશી એટલે શું? બાપા આ દાખલો કેમ થાય?' ને એને ખાત્રી થતી કે પોતે માસ્તર જ છે—ને ઉત્સાહભેર એ શશીના જેટલા અર્થ હોય એ કહી જતા, ને એ દાખલાની રીતના કેટલાયે દાખલા ગણાવી દેતા; પણ વધતી વય, વધતી અશક્તિ ને ખૂટતી પૂંજી એમને મહિના આખરે આવી ને કાનમાં કહી જતા કે તું માણસ છે, તારું કામ આમના પેટનો ખાડો પૂરવાનું છે, એમને નહિ પણ આમને ભણાવવાનું છે. ને એવી પળે એ અણગમતાં ચિંતનમાં ડૂબી જતા; ને જાગતા ત્યારે ખબર પડતી કે પોતે વૃદ્ધ બની ગયેલ છે. ખૂંધ નીકળી આવી છે, મોંમાંથી લીંટ પડે છે, સ્હેજ શ્રમ પડતાં મગજ ભમે છે ને પાદર પહોંચતાં જ ચક્કર આવે છે. ને પછી તો એ ચિત્ર આગળ ચાલતું, જાણે એની સારવાર કરનાર કોઈ નથી. સિવાય કે વિમલની બા ને વિમલ, નાની પદ્મા ને નાનો કનૈયો પણ એ બધાં કને પૈસા નથી. સારવાર શા વડે કરે? આંખના આંસુ કે અંતરના નિસાસા થોડા જ ખપ લાગે તેમ હતા? ને એ ક્ષણે એને તાકાત જાળવી રાખવા આગ્રહ કરી વારંવાર પરાણે દૂધ પાતી વિમલની બાની બે આંખો યાદ આવતી. એ સ્નેહાળ આંખોનું ન માન્યું ત્યારે આજે

એમાં ઝળહળીઆં જોવાં પડે છેને ? એને થતું કે પોતે દૂધ પીધા કર્યું હોત તો પોતે આમ ક્ષીણકાય દુર્બળદેહ હોત ? પણ એણે પોતાનું દૂધ કોને આપ્યું હતું ?. વિમલને ખરું ને ? ને એ જાગી જઈને વિમલ તરફ આશાભરી નજરે જોઈ રહેતા; એક ઉદારહાસ્ય વેરી માથે પાઘડી નાંખી નિશાળે પળતા.

એના વૃદ્ધ ને ખવાતા દેહના મંકોડા ફરી બંધાઈ જતા.

એ એક જ એમનું આશાપ્રતિક હતું. ને જિંદગીના ગાળે ગાળે એમની આશા-પ્રતિમાઓ બદલાઈ હતી. છેક વીશ વર્ષની ઉમરે જ્યારે એણે નાનાભાઈને સીનિયર થવા કૉલેજમાં મોકલ્યો ત્યારે કહેલું કે.

'તું ભણીગણીને બાજંદો થા, કમાવા માંડ, એટલે પછી આપણે જૂના ઘરને ઊંચું લેવું છે, આજુબાજુના માળવાળા મકાનો વચ્ચે એ બેઠા છાપરાવાળું ઘર શોભતું નથી.'

પણ જેશંકર નોકરીએ ચડયો કે તરત જ એણે ઘરમાંથી પોતાનો ભાગ જુદો કઢાવી લીધો ને હજુ સુધી સુખલાલ માસ્તરનું ખંઢેર એમને એમ બેઠાં છાપરાવાળું હતું ત્યારે જેશંકરની ત્રણ માળની મેડી તૈયાર થઈ ગઈ હતી; ને અત્યારે તો એમાં એના નવ પરણિત પુત્રવધૂ હિંડોળે હીંચકતાં હતાં; ખંઢેર એ જેશંકરના ડાક્ટરનું ભણી આવેલ પુત્રે આપેલ નામ હતું. ખંડેર કહ્યું હોત તો કદાચ એમાં કાવ્યનું માધુર્ય ને સુવાસ પણ રહેત પણ ડાક્ટરોને તો મડદાં ચીરવાનાં હોય છે.

પણ સુખલાલે તો હજુ સુધી નહોતો ખંઢેર નામ સામે વાંધો ઉઠાવ્યો કે નહોતો ખંઢેરની મેડી કરવાનો સંકલ્પ મૂક્યો.

એણે માત્ર આશાપ્રતિમા બદલી હતી. એની નજર મોટા દીકરા પર મંડાઈ હતી. મોટાને કલકત્તે વળાવવા મા ને બાપ આવ્યા હતા.

સુખલાલને નાનાભાઇને વળાવવા આવેલ એ દિવસ યાદ આવ્યો. એ જ સ્ટેશન હતું, એ જ પ્લેટફોર્મ હતું. એ જ હેમંતનું પ્રભાત હતું. પણ તે દિવસે એનો ભાઇ જતો હતો. ભણવા જતો હતો. આજે પુત્ર જાય છે. કમાવા જાય છે. 'એ જ વાત ઉપાડવામાં કાંઇ વાંધો છે ?' એણે મનને પ્રશ્ન કર્યો 'અભાગીઆ જીવ ! પેટની વાત પેટને કહેવામાંએ શકા ? સંકોચ ? જેશંકર ગમે તેમ થોડો જ મારો હતો ?' પણ દુર્ભાગી સુખલાલને ખબર નહિ હતી કે સૌ મારાને પણ કાંઇક બીજું મારું હોય છે. એણે ગળગળા કંઠે દીકરાને કેટલી એ ઝીણી ઝીણી ને જુવાન માણસને કંટાળો આપે એવી સલાહસૂચનાઓ આપીને આખરે કહ્યું, 'જો ભાઇ મોટા શહેરમાં તબિયત જાળવવી હોય તો ત્રણ વસ્તુ સામે જોતો નહિ' એણે આંખો લૂછી 'નાટકસીનેમા, હરામનો માલ, ને પારકીસ્ત્રી' આજ્ઞાધીન પુત્રે મૂંગા મોંએ સાંભળ્યું ને પ્રણામ કર્યાં; ગાડી ઉપડતાં ઉપડતાં બાપે ઘણી ઘણી વાતો કરી. કુટુંબની, દીકરાનીવહુની, વીવા વખતના જેશંકરના અબોલાની પણ મકાન સંબંધે કાંઇ કહેવાની એની જીભ ઉપડી નહિ; ઊલટું કહ્યું.

'આંહી પૈસા મોકલવાની તાણ ન રાખતો. તારી પાસે જ રાખતો જજે.'

'ના, મારે ત્યાં નાહકના શીદને સાચવવા ! હું તો મહિને મહિને મોકલી દેતો જઇશ.'

પહેલે જ મહિને મનીઓર્ડર આવ્યું ચાલીસ રૂપિયાનું પણ વનિતાની ભાભીને કલકત્તા મોકલવાના ગાડીભાડાનું.

વરસવટોળ જતાં સુખલાલને ખબર પડી કે દીકરાએ બેંકમાં ખાતું પડાવીને પૈસા જમા કરવા માંડયાં છે. એને નિરાંત થઇ. મકાન કેમ ઊંચું લેવું, બહોળા કુટુંબને જગ્યાની સંકડાશ ન પડે ને સગવડે રહી શકાય એ વિષે બ્યાન કરતો એક લાંબો કાગળ એણે નાખ્યો ને અંદર લખ્યું 'મારી પાસે આજ તાણીતૂસીને ૫૦૦ રૂપિયા નીકળે. ઘરમાં ઉપર વિચાર્યાં એવા ફેરફારો કરવામાં સ્હેજે ૧૫૦૦ રૂપિયા જોઇએ. તમારા એ પ્રમાણમાં જમા થઇ રહે ત્યારે આપણે વિચારીશું.''



ઘણા દિવસો પછી જવાબ આવ્યો કે 'એ જૂના મકાનમાં તમે કહો છો તેમ ફેરફારો મને શક્ય લાગતા નથી, કાકા પણ એ મકાનમાં પૈસા નાખવાની ના પાડે છે. પછી તો તમારી મરજી, મને તો એ મકાન પાછળ પૈસા નાખવામાં સાર લાગતો નથી. સમય આવ્યે નવું જ મકાન નદીકાંઠા તરફના ભાગમાં બંધાવવા ધારું છું; હાલનું મકાન કાકા ખરીદી લેવા ધારે છે જો એમ બને તો આપણા બધાનો સમાસ થાય એવડી નવી જગ્યા લઇએ.'

નીચે એક ટાંક મારી હતી.

'બેંકમાં જે પૈસા જમા કરાવું છું એતો નિર્મળાની ભાભીના નામ પર છે. દેહની અનિશ્ચિતતામાં એટલી નિશ્ચતતા રાખી હોય તો સારી એમ લગે છે.'

સુખલાલે આ ગામડાના ઘરને જ વતન માની ગાર માટી કરાવી ધોળાવ્યું ને સગાઓના આગ્રહ છતાં ઘણાએ ધાર્મિક અનુષ્ઠાનો અહીં જ કરવા માંડયા. માત્ર તે દિવસે સાંજે નિર્મળાની બાએ આવીને રડતાં કહ્યું 'હાથે કરીને કેવું વાંછો છો ? તમારી ને મારી જિંદગીનો ભરોંસો ને એની જિંદગીનો નહિ ? પણ એ બાઈ

સા’બના જ આ કાવતરાં. પંડનું જ બૂરું વાંછનારી આવી તો કોઇ નો દીઠી.

‘હશે એમાં આપણે શું કરીએ? એના પાસે પૈસા હશે તો સારું ને? હું કે તું નહોઇએ ત્યારે એને હામ રે’શે. આપણે તો પૈસા હતા કે’દિ ને ગયા કે’દિ. આપણે બે હતાં ને આજની ઘડી સુધી છી. એમાં કાંઇ વાંધો આવે તે દિ જોશું’ એણે જવાબ આપ્યો.

એમને એમ એણે એકે આશાપ્રતિમા વગર કેટલાએ વર્ષો કાઢી નાખ્યાં ને જિંદગીએ કાઢી નાખત. ઓચિંતાના ૧૦ વર્ષના વિમલે એક સાંજે લલિતાને પ્રશ્ન કર્યો.

‘વશીકાઇ એટલે શું ?’

ને એ સાંધ્યાતેજમાં દીપ જ્યોતિને લળતો એ નાનકડો બાળક એના ભાંગેલા આશાસિંહાસને આવીને ચડી બેઠો. એનો ખાલી ખાલી કલ્પના દરબાર ફરી ભરાવા માંડયો.

ને તે દિવસથી સુખલાલે વિમલની એકેએક પ્રવૃત્તિ ઉપર બારીક નિરીક્ષણ કરવા માંડયું. એને જોઇતી બધી જ ચીજો એક પછી એક લાવીને હાજર કરવા માંડી. એક બીજું પણ કારણ હતું. શિક્ષકના ધંધાના શોખે એનામાં વાંચવાનો શોખ પણ જન્માવ્યો હતો. શાળામાં આવતાં શિક્ષણ વિષયક માસિકો પહેલેથી છેલ્લે સુધી ચાવીને ઓગાળી જતો હતો. એને ખબર પડી કે બાળકને સ્વાભાવિક વિકાસક્રમે ઊછેરવો જોઇએ, એટલે એને પોતાને એનો રસ્તો પસંદ કરવા દેવો જોઇએ, એમાં જ એ આશ્ચર્યકારક પ્રગતિ કરશે. એણે એ વખતે ઊછરતા વિમલને આ સિદ્ધાંતો પ્રમાણે ઊછેરવો એ નક્કી કર્યું. શાળામાંથી માર અદશ્ય થયો, હાકોટા ઓછા પ્રમાણમાં

થયા, ને વિમલે પણ આશ્ચર્યજનક પ્રગતિ કર્યે રાખી. એણે શાળાની લાયબ્રેરી હાથમાં આવતાં આખી ફેંદી નાખી. જે આવ્યું તે સમજ્યો કે નસમજ્યો તોયે વાંચ્યે રાખ્યું. પિતાએ એનું અવ્યવસ્થિત કરેલું ગોઠવ્યે રાખ્યું.

આગલાં બધાં છોકરાંઓ ઉપર પિતાનો સ્હેજ પણ દાબ રહેતો. આના પર હવે એય રહે તેમ ન હતું. એટલે પહેલાં બપોરે નહાવા ગયો હોય તો મોઢે ને હાથપગે ધૂળ ચોપડીને ઘેર આવતો હવે ભીના લૂગડે જ આવવા માંડ્યું. બોર વીણવા ગયો હોય તો બાપા ભાળે નહિ તેમ છાનોમાનો બાને આપી દેતો; એના બદલે હવે સંધ્યાકાલે બાપાની રકાબીમાં જ ધરવા માંડ્યા.

ઝાડે ચડવું, ઘોડેથી પડવું વિગેરે એટલે સુધી વધવા માંડ્યું કે ઘરમાં ઠપકો આપનારનું ખાલી પડેલું સ્થાન એની બાને લેવું પડ્યું. કોઇ બપોરે એ કહેતી.

'તમે છોકરાને બહુ ચડાવો છો એ સારું નહિ હો, બહુ લાડ શું સારા ? સહેજ હાકોટો રાખતા જાવને; કે' છે નિશાળમાં ય હમણાં તો સાવ પોલારીયું ખાતું હાલે છે, છોકરા આખો દિ રખડતા જ હોય છે. આ આપણા વિમલભાઇને હમણાં વડ મળી ગ્યો છે, તે ભણવા બણવાનું નામ નહિ ને આ ઉપડયા વડે ઓળકોળાં-મડો રમવા, નિશાળના ટેમમાં આમ છટકવા શું કામ દ્યો છો !'

'તું એમાં નો સમજ, છોકરાંને રમવા કૂદવા તો દેવાં જ જોઇને, વિમલ આજ વડે શું કામ ગ્યા'તા ? પાઠ કર્યા'તા ?'

'હકંઅ... પાઠ કરીને ગ્યા'તા.'

'બધાય પાઠ કરીને ગ્યો તો ?' વનીતા વચમાં પૂછતી.

'તમને કોણે પૂછવાનું કીધું? ચાડી ખાવાના હતા તે ખાઇ લીધી?'

'જોયું કેવો ડંસીલો છે?' વનીતા બોલતી.

"જો બેન ને તારી બા બેઉ કહે છે કે તને લેસન નથી આવડતાં, સાવ રખડેલ ને ઠોઠ છે; ચાલ એમને ખાત્રી કરાવી આપીએ કે તું ઠોઠ નથી.'

ને પછી ઇતિહાસ, ભૂગોળ, પાઠ, પદાર્થપાઠ બધાની પરીક્ષા ચાલતી ને સામાન્ય રીતે સૌ વિમલના જવાબોથી સંતોષ પામતા; એટલે બધા તરફ પ્રસન્નતા ને વિજયથી નજર ફેંકી સુખલાલભાઈ કહેતા.

'હું કહું છું ને કાંઈ વાંધો આવે જ નહિ, પદ્ધતિ જ કોઈ અજબ છે"

'પાછા ફૂલાઈને ફાળકા થઈ જશે' માતા હસતી.

'કઈ પદ્ધતિ' વિમલ પિતાને પૂછતો.

'છોકરાં સમજાવવાની' એની બા વચમાં કહેતી, ને એનાં મધુર હાસ્યથી ઘરને અજવાળતી કામે જતી.

આમને આમ વિમલે ચાર ગુજરાતી પૂરી કરી. સૌની શાબાશી વચ્ચે A. B. C. D. શરૂ કરી. એને બોર્ડિંગમાં જવાને થોડા દિવસની વાર હતી ત્યાં એક દિવસ એણે ભોજનની વખતે અન્ન મોમાં મૂકતાં પહેલાં પિતાને કઈક કાઢીને બાને સુપરત કરતા જોયા.

'લે, આ સાચવી રાખજે'

'સમું નથી કરાવવું ?'

'શું કામ ? એ તો બે ઘડીનો શોખ હતો આજ સુધી પેરી રાખ્યું એટલા સારૂ કે રોજ યાદ રે' કે કહું કેટલું મોંઘું પડી ગયું'

'હું તે દિ' ખોટું કે'તીતી ?'

'તું કાંઇ ખોટું કહે !' કંસાર મોમાં મૂકતાં એમણે કહ્યું.

'શું કામ કાઢી નાખ્યું બાપુજી ?' વિમલે પૂછ્યું.

'એની લેણા દેણી પૂરી થઇ ગઇ'

'શું ?'

'આપણું જે દેણું હતું તે કાલ પૂરું થઇ ગયું ?'

'કયું નાતનું ?'

'હા—આ કડાનું' કહીને વિમલનીબા એ પતિ સામે હસી ને પુછ્યું 'તમારે શાક જોઇએ છે ?'

પણ નવું ખર્ચ તો ઊભું જ હતું, ને તે વિમલને અંગ્રેજી ભણાવવાનું. એમના કુટુંબમાં હજુ સુધી કોઇ મેટ્રીક પાસ થયું નહતું. માત્ર ગયે વરસે જેશંકરના પ્રેમશંકર પહેલે જ ધડાકે પાસ થયો. એ કુટુંબમાં પહેલોજ મેટ્રીક હતો.

પોતાનો મોટો દીકરો મેટ્રીકમાં બે વરસ કરીને ઊઠી ગયો હતો એટલે વિમલ મેટ્રીક થાય એવી એમની પ્રબલ ઇચ્છા હતી; ગમે એમ કરીને પણ એને મેટ્રીક કરવાનો દઢ સંકલ્પ કર્યો હતો; પણ એ દઢ સંકલ્પો અથડાઇ પડતા હતા; ન ત વખતનું પાનાચંદનું દેણું ભરવાનું હતું અને આનું અંગ્રેજીનું ખરચ ઊપાડવાનું હતું. ઓચિંતાનું એમની જિંદગીમાં બનતું આવ્યું હતું તેમ જસા કરકસર

કરી ને બાકીના ટ્યૂશના મૂકાવીને પણ દેવું એ સાલ ખલાસ કરાવ્યું ને વિમલને અંગ્રેજી ભણાવવાને કેડ બાંધી. જેશંકરે તેમ જ બીજી દીકરી જે સાસરામાં સ્વતંત્ર હતી તેણે વિમલને પોતાને ત્યાં રાખવા કહ્યું પણ સુખલાલને તો બોર્ડિંગમાં મૂકવો એ જ ઠીક લાગ્યું. કારણ કે એ અરસામાં એમની તબિયત પણ બરાબર ન રહેતી. એટલે વધારે ખર્ચમાં ઊતરીને પણ એમણે વિમલને બોર્ડિંગમાં જ મૂક્યો.

છ મહિના પછી એ રજામાં ઘેર આવ્યો ત્યારે કહ્યું.

'આપણે હવે એ બોર્ડિંગમાં જવાના નથી.'

'શું કામ? કેવું સરસ મકાન છે?'

'આપણે જવાના નથી' એણે રડમસ ચહેરે હઠ પકડી.

બધાએ એને ખૂબ સમજાવ્યો પણ હઠ મૂકી નહિ. બાપને લાગ્યું કે કોઈ દિવસ કજીઓ ન કરનાર, હઠ ન પકડનાર વિમલ અમથો અમથો હઠ પકડે નહિ; આખરે એની મા પાસેથી બીજે દિવસે જાણ્યું.

'ત્યાં તો રોયા, છોકરા પાસે પાણી ભરાવે છે. બગીચો કરવો છે તે નદીએથી સૌ વિદ્યાર્થીઓ પાસે ડોલો ખેંચાવે છે, છ મહિનામાં તો મારા છોકરાની પાંસળીઓ સોત દેખાવા માંડી; કેવો લેવાઈ ગયો છે, હું તો મારા દીકરાને સો વાતેય ત્યાં મોક-લવાની નથી. એક તો વધારે ખરચ કરવું ને ઉપર જાતાં દીકરાને હેરાન થાવા દેવો; મારે ઈ પોસાય એમ નથી. વનિતા છે ત્યાં સુધી તમને આંહી રાંધી દેશે પછી જોઈ લેશું, હું તો એની હારે ઘર રાખીને રહીશ.'

'તે શું કામ એણે ના પાડી?'

'એ બિચારું છોકરું શું ના પાડે?'

'એમ હોય? બોલાવ જોઇએ.'

'એ તો બહાર ગયો છે.'

'ઠીક...'એ થોડીવાર થોભ્યા ને આખરે કહ્યું, 'તમે, વિમલ, અનુ સૌ જાઓ. હું, વનિતા ને કનૈયો અહીં રહીશું, વનિતા સાસરે જાય પછી હાથે રાંધી ખાશું.'

આખરે એક સારા ચોઘડીએ જરૂર જોગી ઘરવખરીનું ગાડું ભરી વિમલ ને એની બા ગામબહાર નીકળ્યા; ને પાદરેથી રડતા કનૈયાને પાછો વળાવી ગાડામાં ચડી બેઠા.

માસ્તરને વળી સ્ટેશન ને પેલાં આશાપ્રતિજ્ઞા યાદ આવ્યાં. ગુંગળાતે મને ગળું ખંખારીને વિમલને શિખામણ દીધી.

'બહુ રઝળતો નહિ, તારી બાનું કહ્યું કરજે, આજ તારા સારૂ થઈને એ ત્યાં આવે છે, અભ્યાસમાં ચિત્ત રાખજે—જાઓ. शतं जिव शरदः

ને આંખો લૂછતા માસ્તર રડતા કનૈયાનો હાથ ઝાલીને પાછા વળ્યા. ઘેર આવીને ખાવા ધાતા ઘર સામે જોઈ રહ્યા. ચંદરવાને ચાકળા, પિત્તળના વાસણોની અભરાઈ, પાણીઆરા પરની તાંબાની હેલ; અડધો ડામચીઓ બધું અહીંથી ખાલી થઈ કોક બીજા ઘરમાં ખડકાતું હતું ને પોતે એને અટકાવતા નહિ હતા.

ક્ષુબ્ધ ચિત્તે એમણે વનિતા પાણી ભરીને આવી ત્યાંસુધી આંટા માર્યા કર્યા. થોડાક દિવસે જેશંકરનો પત્ર આવેલો.

"પરમ પૂજ્ય વડીલ ભાઈશ્રીની સેવામાં......તમે વિમલને મારે ત્યાં ન મૂક્યો ત્યારે તો હું કાંઈ નહિ બોલેલો પણ બોર્ડીંગમાંથી લઈ લીધો ને શહેરમાં ઘર રાખીને રહ્યા એ સમાચાર સાંભળી મને તો અફસોસ થયા સિવાય રહેતો નથી. તમે લખો છો તે પ્રમાણે હોય તો પણ છોકરાના કહેવા તરફ ધ્યાન આપવું ન હોતું જોઈતું. એને ખ્યાલ આવવો જોઇએ કે બધે જ ઠેકાણે તૈયાર ટપક રાંધી આપનાર ને હાજીહા કરનાર મા બેઠી નથી. મને તો લાગે છે કે એને ત્યાં સાચી તાલીમ મળત. પણ મારી ભાભીએ એને કાંઇક લાડકો કરી મૂક્યો છે. ને તમે પણ એને જરાક વધુ પડતી છૂટ આપી છે. મારો છોકરો હોત તો તતડાવીને બોર્ડિંગમાં રવાના કર્યો હોત. મને કાંઈ એના પ્રત્યે પ્યાર નથી એમ નહિ પણ એને માટે એવા સંજોગોમાં રહેતાં શીખવું એ આવશ્યક છે. પણ તમારો પ્યાર તો નબળો પ્યાર છે......મારી ભાભી તો ત્યાં દેખરેખ રાખી શકવાના જ નથી ને છોકરો ઊલટો વધુ બગડવાનો છે......વધારે પડતું લખાયું હોય તો માફ કરશો."

લી. **જેશંકરના**

સા. દ. પ્રણામ

વાંચીને એમણે હિસાબ રાખવાના ચોપડાના એક ખૂણે લખી રાખ્યું.

"નબળો પ્યાર"

ઘર રાખવાના આજ સમાચાર સાંભળી 'મોટા'એ લખ્યું.

'તમે શહેરમાં ઘર ભાડે રાખ્યું એ સમાચાર મળ્યા. મને તો એ વધારાનું ખર્ચ લાગે છે, કારણ કે તમે બે વરસ ધારણ ધરી હોત તો મેં એને કલકત્તા બોલાવી લીધો હોત. ને

અહીં જ મારી દેખરેખ નીચે અભ્યાસ કરાવ્યો હોત. પણ હવે તો તમને ગમ્યું તે ખરૂં. મને તો બીજી રીતે પણ આ ગમતું નથી. તમારે જેદિ' તેદિ' આ અવસ્થાએ હાથે રોટલા ઘડવા પડે એ મુશ્કેલી આગળ બોર્ડિંગમાં એને થોડીક મુશ્કેલીઓ પડે એ શું વિસાતમાં છે. તમારી આ અવસ્થાએ તમે એકલા રહેવાનું જોખમ ખેડો એ પણ બરાબર નથી. મારી બાને આ કેમ સૂજતું નથી એ જ હું તો સમજી શકતો નથી. બાકી તો તમને ગમ્યું તે સાચું.

લી. છોરૂ મોટા

ના. સા. દં. પ્રણામ

પણ ક્ષુબ્ધ સુખલાલને વિમલના વર્તને શાંત કર્યો. એને એના અભ્યાસથી હંમેશાં સંતોષ થતો. અવારનવાર રવિવારની રજા પર એ શહેરમાં જતા ત્યારે વિમલના શિક્ષકો એમને મળતા ને કહેતા કે છોકરો તેજસ્વી છે ને એ તેજમાં ને તેજમાં પોતે અંખવાઈ જઈને જેશંકરને બીજા સગા સાગવાના છોકરાને જરા વધારે દાબમાં રાખવાની સૂચના વિસરી જતા.

આખરે કનૈયો પણ ગુજરાતી પૂરૂં કરી રહ્યો. માસ્તરે એને ઘરના રહ્યાસહ્યા શણગાર સાથે શહેરવાળા ઘરે રવાના કર્યો. ને પોતે વનિતાને સાસરે વળાવી વિશાળ ઘરમાં એકલા રહેવા લાગ્યા.

સાંજે ગામના લખમીચંદ શેઠે એકવાર પૂછ્યું "માસ્તર આવડા મોટા ખંડેરમાં એકલાં રહેતાં બીક નથી લાગતી ?"

"આટલી જિંદગી ખંડેરમાં કાઢી તો હવે અત્યારે સાની બીક લાગવાની હતી ?" એણે દુઃખપૂર્ણ સ્વરે જવાબ આપ્યો ને નીચે મોંએ માળા ફેરવવા માંડી. સવારે એણે રહ્યાંસહ્યાં ચિત્રો ને

રકાબી પ્યાલા પણ ટપાલીઆ સાથે શહેરમાં મોકલી દીધા. ને ચિઠ્ઠીમાં વિમલને લખ્યું 'અભ્યાસમાં ઊદ્યોગી રહેશો.' પછી નિશ્ચિંતતાથી એકાકી જિંદગાની શરૂ કરી.

એ મોટે ભાગે સવારનું રાંધેલું સાંજે ખાતા, જુવાનીમાં બ્રાહ્મણના દીકરા તરીકે ઘણીવાર રાંધેલું પણ વૃદ્ધાવસ્થામાં મહેતાજી તરીકે રાંધવું સહેજ મુશ્કેલ પડતું છતાં પોતાના હાથના સ્વયં-પાકની પવિત્રતાનો એમને ગર્વ રહેતો ને એમાં આ એકલવાયી જિંદગીના કલાક બે કલાક પસાર પણ થઇ જતા.

જ્યારે જ્યારે ચિત્ત કે શરીરને અસુખ થઇ જતું ત્યારે એ શહેરમાં જઇ આવતા ને વિમલનો અભ્યાસ ને વિમલની બાના હાથની રસોઇ જોઇ પાછા નિશાળમાં પૂરાઇ જતા.

આસિસ્ટંટો ચાલ્યા ગયા હોય ત્યારે મોડે સુધી એકલા કામ કરતા ને આખરે સંધ્યાટાણે શાળામાં એક આંટો મારી બારી બારણા તપાસી; શાળાથીએ મોટું તે વસમું લાગતું ઘર ઉઘાડતા. હાથપગ ધોઇ તુલસી ક્યારે ઘીનો દીવો કરી ગીતા કે રામાયણ-પાઠ કરતા. જમી એંઠવાડ કાઢી, છાપું વાંચી મોઢી રાત સુધી માળા ફેરવી પથારીમાં પડતા. સવારે ટપાલ બીઠી, નહાઇ, રાંધી સીધી શાળાએ જતા. આસિટંટો કહેતા 'બા જતાં તો બાપુજી ઊલટા વહેલા તૈયાર થઇ જાય છે. લલિતા ને કનૈયાના ગયા પછી આ એમનો નિયત કાર્યક્રમ હતો. શહેરમાં ગયા હોય એ દિવસો સિવાય ભાગ્યે જ આમાં ફેરફાર થતો.

આખરે આમ ત્રણ વર્ષો વીતી ગયાં. શરીર ખખડી ગયું હતું, ઘર ખાવા ધાતું હતું. પણ એમની કલ્પનામાં નવું ઘર ને શરીર બંધાતાં હતાં. વિમલને મેટ્રીક થવાને માત્ર એક વર્ષની વાર હતી.

"પછી શું ફીકર છે? એ સૌને સંભાળશે." એ ...

વિમલ પણ વ્યવહારની વાત આવતાં કહેતો "બા એમાં શું હતું? પાસ થવું, પૈસા કમાવા એ તો રમત વાત છે, મારે માટે કોઇ વસ્તુ અશકય નથી" ને અણસમજુ મા છોકરાના આ ગર્વમાં પોતાની આશિષ રેડતી.

ભાઇના સંબંધી માની બધી કડવી ટીકાઓના જવાબમાં એ હંમેશાં પિતા સાથે સંમત રહેતો.

"એમને ઇશ્વરે આપ્યું છે તો ભલેને એ ભોગવે. આપણી આંખો ઠરી. આપણાં જણ્યાં સુખી તો આપણે સુખી છીએ. બીજાના બધાની લડધા ઘોડે આપણા પર ભારે નથી પડતા એ જ ઇશ્વરનો પાડ માનને? નહિતર આપણે શું ના પાડી શકીએ" પિતા કહેતા; ને વિમલ ઉમેરતો:

"એમને જે દિવસ કોક સાચી ખબર પહોંચાડશે તે દિ એમની આંખો ઊઘડી જશે, ખબર પડશે કે કોણ સાચા સગા હતા કાકા કે આપણે. આજ ભલે ને એ કાકાના ચડાવ્યા ચડે. આપણે એને મનથી આપણા માનતા હઈશું તો કોક દિ આપણા થશે."

ને અંધારી રાતે શહેરના ઘરના એ નાનકડા ઓરડામાં એના પર માતાપિતાના અમી વર્ષતાં. એ અમીનજરો પીતાં ઝાંખા, દીવાના પ્રકાશે એ નક્કી કરતો કે ઝટઝટ મેટ્રીક થઇ બા–બાપાને શાંતિ આપું. બુદ્ધિ ને ગરવાઇથી સૌની આંખો આંજી દઉં. બતાવી દઉં કે તમારા સૌના હવેલા કરતાં અમારા નાનકડા ઘરમાં કેવી શાંતિ ને સુખ વસે છે.

સુખલાલ આ જોતો ને બળતા દીવામાં વાટ સંકોરતો, એ જાણતો હતો કે તેલતો હવે ખૂટવા આવ્યું હતું.

અને આખરે એક દિવસ તો એને લાગ્યું કે તેલ ખરેખર ખૂટી ગયું છે. એક તુમારે આવીને એને સંભળાવ્યું કે "રણોલીના મહેતાજીની પચીસ વર્ષની મુદત પૂરી થઇ જવા આવી છે તેની મહેતાજી મજકુરને ખબર આપવામાં આવે છે."

ને ધ્રૂજતે હાથે દયાની અરજી લખી ડાકટર પાસે તંદુરસ્ત ને નિરોગી હોવાનું સર્ટીફીકેટ લેવા ઉપડયા. જો કે ત્યારે એના પગ ધ્રૂજતા હતા.

ડાકટરનું સર્ટીફીકેટ લઇને એણે અરજી ટપાલમાં બીડી ને ઘેર આવી પથારીમાં પડયા.

"અમરો પેલા કચરા ઢાંઢને હજી પાંચ વર્ષ રાખવાની વાત કરે છે તો હજુર મારા જેવાને એક વર્ષ નભાવી લેવાનો વિચાર નહિ કરે? એક વર્ષ પછી તો છોકરો મેટ્રીક થઈ જશે. પછી જખ મારે છે ઠાકોર સા'બની આ નોકરી. પણ નહિ આપે તો શું થશે? આ બધાનું પેટ કયા ઝાડના પાન તોડીને ભરીશ? બાપુકી મિલકત નથી ને મારે તો બાવડાય નથી. છે એ કોકે વાઢી નાખ્યાં છે. પણ પચીસ વર્ષ સુધી જેની ચાકરી કરી એ એક વર્ષ નહિ નભાવી રાખે? ને આપણે કયાં હરામનું ખાવું છે!" એમણે આળોટતાં આળોટતાં પચીસ લાંબા વર્ષો પર નજર નાંખી ને આખરે સંતોષથી ઉચ્ચાર્યું. "ખાધું છે તો હક્કનું."

"પણ 'રાજા વાજા ને વાંદરા,' એને શું ખબર પડે કે કોણે હક્કનું ખાધું છે ને કોણે હરામનું. એને તો ધૂન ઉપર જ હાલવાનું. હા લખી તો હા ને ના લખી તો ના, શું કરવું! જેશંકરની સલાહ મગાવું!" એમણે જેશંકરના ડહાપણમાંથી હજુ શ્રદ્ધા નહોતી ગુમાવી. એ કેવળ આપબળે સીનિયરમાંથી હાઇસ્કુલના હેડમાસ્તર

થયા હતા. એક બે પાઠ્યપુસ્તકો પણ રચ્યા હતા. શહેરના વાતાવરણમાં રહ્યા હોવા છતાં એમના સાદા ને મહેનતુ સ્વભાવમાં જરાયે પરિવર્તન થયું નહિ હતું, એટલે કુટુંબીઓ એમને બે ચાર સમજુમાં ગણાવતા. પોતાના કામ શું કામ એ ધ્યેય મંત્રે એમને તટસ્થ ને નિષ્પક્ષપાતી જાહેર કર્યા હતા, હમણાં જ ડાક્ટરી પસાર કરેલ પુત્રે પિતાને વધુ ઉજ્જવળ બનાવ્યા હતા. આમ જેશંકરની પ્રતિષ્ટા કુટુંબમાં સૌથી સદ્ધર ને સૌથી ચમકદાર હતી- સુખલાલ નાનાભાઈની ચડતી જોઈ રાજી થતો ને અવારનવાર એની સલાહ પૂછાવતો. જેશંકર પણ ભાઈના આશિર્વાદને પુન્યને લીધે આ સ્થિતિએ પહોંચ્યો છું એમ કહી ઈશ્વરની કૃપા યાચતો પણ છેલ્લા બે એક વર્ષથી ગમે તે કારણસર બન્ને વચ્ચે ફાટ પડી ગઈ હતી. એનું કોણ કારણભૂત હતું એ શોધવા સુખલાલ ઘણું મથતો પણ જડતું નહિ ને જેશંકર કહેતો નહિ. પણ વાતચીતો કે પત્રવ્યવહારની ભાષામાં જરાયે ફેરફાર થયો ન હતો. મોટાભાઈના ગુણ ગાનથી શરૂ થઇ ને ઈશ્વરની કૃપા યાચનામાં એ પૂરા થતા. એટલે સુખલાલને આ પ્રસંગે સલાહ મગાવવામાં કાંઈ ખોટું ન લાગ્યું. થોડા દિવસે જવાબ આવ્યો, કે Graceનું વર્ષ માગ્યું એ ઠીક જ કર્યું છે ને પોતાને અત્યારના કેળવણીના વડા છે એની ઓળખાણ હોવાથી કાંઈક લખશે તેમ એક બીજી વસ્તુ પણ કરવાની સલાહ આપી ને તે રાજ્યને સ્કોલરશીપ માટે અરજી કરવાની. લખ્યું કે

" વિમલને કહી કે હજુરને આપણી સ્થિતિનો ખ્યાલ આપતી એક અરજી કરે ને એમાં એના અભ્યાસ ને વર્તણુક વિષેનો અભિપ્રાય સાથે શિક્ષકનો જોડે. મને લાગે છે કે એક વર્ષ માટે જ આપણે સ્કોલરશીપ જોઈએ છે એટલે જો એનો અભ્યાસ સારો હશે તો હજુર ના નહિ પાડે."

સુખલાલે કાગળ વિમલ પર મોકલી આપ્યો. બીજે દિવસે વિમલની ચિઠ્ઠી આવી.

"કાકા કહે છે તે પ્રમાણે અરજી આવતી કાલે કરીશ. મારા અભ્યાસ કરતાં વધારે સારો અભ્યાસ બીજાનો નથી એમ તો ન જ ગણાય. ને આપણા કરતાં પણ એ ગરીબ છે. એટલે સ્કોલરશીપ મળે તો એકાદી ખાસ સ્કોલરશીપ મળે. પણ મને બીક છે એ તો મારા શિક્ષકના અભિપ્રાયની. મારા અભ્યાસ સંબંધીમાં એ નબળું નહિ લખી શકે પણ વર્તણુક સંબંધે શું લખે એ કહેવાય નહિ. મેળાવડા વખતના મારા વિરોધથી વર્ગમાં મારા તરફ એ ઘૂરકયા કરે છે. એટલે મને તોફાની ગણી સારો અભિપ્રાય ન આપે તો નવાઇ નહિ. પણ બનતાં સુધી હું એના અભિપ્રાય સિવાય જ પરબારી અરજી મોકલીશ. ને જરૂર પડશે તો હજુરની રૂબરૂ જઈ આવીશ."

સુખલાલે ચિઠ્ઠી વાંચી ચશ્મા ઉતાર્યા ને વિચાર કરવા માંડ્યો. એને લાગ્યું કે હેડમાસ્તર, ભાઇ, મોટા ને બીજાનું કહેવું સાચું હતું.

છોકરો કાંઈક તોફાની થતો જતો હતો.

આ ૧૯૩૦ની શરૂઆતના દહાડા હતા.

જેશંકરને વિમલ તોફાની લાગવાનું એક બીજું પણ કારણ હતું ને તે એનો અખાડા સાથેનો ગાઢ સંબંધ......પુરમાં પાછલાં વર્ષોમાં જાગૃતિનાં જે પુર ઉછળ્યાં તેનું મૂળ આ ભવાની વ્યાયામ-મંદિર હતું. કેટલાંક માણસો સ્વભાવથી જ જ્વાળામુખી જેવા હોય છે. એમનાથી નાસી છૂટનારને પણ લાવારસની ગરમી લાગ્યા સિવાય રહેતી નથી. મુકુંદભાઈ અખાડા શિક્ષક એવા માણસ હતા. ચાર વર્ષ પહેલાં એક આધેડવયના માણસે આવીને કશાએ

હોદ્દા સિવાય શહેરના એક ખૂણાની શેરીમાં અખાડો શરૂ કર્યો, જે પહેલા બે વિદ્યાર્થીઓ મળ્યા એની મદદથી જ એ ખૂણો સાફ કર્યો, તૂટેલાં ભીંતડાંના બાંકોરાં પૂર્યાં, માગી માગીને સામાન લઈ આવ્યા, ગાય પાળીને આવનારને પિતામહના વાત્સલ્યથી દૂધ પાયાં, સુકલકડી છોકરાંઓને પીઠ થાબડી થાબડીને જોતજોતામાં પડછંદકાય. સમર્થના શિષ્યો બનાવી દીધા; એમને લઈને ડુંગરાની ખીણોમાં પાટકયા, નદીઓનાં મૂળ શોધ્યાં, વીડીઓ વીંધી; રાતે ગાઢ જંગલમાં શિયાળોની લારી, ચિત્તા ને સાવજના ઘૂરકાટ વચ્ચે ભૂલા પાડી, ધરતીની શોભા–રાત્રિનું ગાંભીર્ય ને આસમાનનું ઊંડાણ બતાવ્યાં, ને આ બધા પછી પણ એક જ મંત્ર આપ્યો કે "શરીર કાંઈ માખણ કે પેંડા ખાવા માટે નથી ઘડાતું; પણ અન્યાયની તલવાર ઝીલવા માટે છે. એટલે જ વિદ્યાર્થીઓને હાઈસ્કુલના સમયોમાંથી ભગાડીને પણ નિર્જળ ગામોમાં નવાણો બંધાવ્યાં, સગાં વગરનાં માંદાઓને દવાઓ પહોંચડાવી.

જોત જોતામાં જુવાનોએ એમને વીંટી લીધા, ને માળામાંના મેરૂની જેમ શોભતા એમણે એમની પીઠ થાબડે રાખી. જે સુભાગીઓ એમની તાલીમ લેવા એકઠા થયા હતા એમાં વિમલ પણ પાછલા કાળમાં હતો. એ બહુ વખત એમના સહવાસમાં રહી શકયો નહતો કારણ કે પછી તો રાષ્ટ્રીયસંગ્રામ આવ્યો ને દસેક વિદ્યાર્થીઓને લઈને સંગ્રામમાં પહેલેજ દિવસે ઉપડી ગયા. એમણે કહેલું "મા ભવાની આજે સૌને સાદ કરે છે" એમના ગયા પછી પણ વિમલ બીજા વિદ્યાર્થીઓની જેમ જ અખાડે જતો પણ એનું ચિત્ત એને સંગ્રામના પ્રદેશમાં ઉપાડી જતું, ને હાથમાં દાવ કરવા લીધેલી લાઠી થંભી જતી.

# એક હાઈસ્કુલ

## ૧

નકશામાં જેને પીળો ચીતરી લાલથી જુદો બતાવવામાં આવે છે અને કાયદામાં જેને ખાલસા હકુમતની બહારનો ગણી જુદો તારવવામાં આવે છે તેવા એક પ્રદેશના શહેરની હાઇસ્કુલના દરવાજા પાસે વિદ્યાર્થીઓનું એક ટોળું ભેગું થયું હતું.

દરવાજા પડખેના લીમડા પર એક નાનકડી જાહેરાત ચોંટાડેલી હતી. વિદ્યાર્થીઓ ઉત્સાહભેર એક બીજાના મોં સામું જોતા વાંચતા હતા. એમાં લખ્યું હતું–

**'પડઘમ'**

અંક ત્રીજો — વધારો નં. ૧
૧૨–૫–૩૦

અમારા જુવાન વિદ્યાર્થીઓને આથી અમે આગ્રહપૂર્વક વિનવીએ છીએ કે આજે એમણે સૌએ યૌવન–મંદિરમાં ખાસ હાજરી આપવી.

આપણો અદ્વિતીય સ્વાતંત્ર્યસંગ્રામ કેમ ખેલાઇ રહ્યો છે એ વિષે આપણ સૌને આપણા મુકુંદભાઇ તથા એક મહેમાન જેઓ

બે દિવસ માટે અહીં આવેલ છે તે સમજાવશે.

સમય–સાંજે ૭–થી–૯.

'આ તંત્રીય હવે કમાલ કરે છે હો !' એક જણ વાંચીને પાછા વળતાં બોલ્યો.

"ના, હરિહરની કલમ આ વખતે પહેલેથી જ જોરદાર છે. માસિક કાઢતો ત્યારે ટાયલાં કરતો, હવે એવું કાંઇ હોતું નથી" લીમડાના ઓટા પર બેઠા બેઠા એક જણે જવાબ આપ્યો.

"હજી બીજો અંક કાઢયો ત્યાં તો વધારો પણ બહાર પડવા માંડયો."

"હા, એતો પ્રસંગ આવે. તો કાઢવો પણ પડે."

અંદર અંદર વાત ચાલી. વિદ્યાર્થીઓમાં 'પડઘમ' પ્રત્યે બે દિવસમાં ભારે મમત્વ જામ્યું હતું. ત્રણ દિવસ પહેલાં મેટ્રીકના વિદ્યાર્થીઓએ એમના વર્ગમાં સૌના આશ્ચર્ય વચ્ચે ટેબલ પર એક પત્રિકા પડેલી જોઈ. અર્ધા કાગળ પર સુંદર મરોડદાર અક્ષરે પેન્સીલથી અંદર એક ગીતની થોડી લીટીઓ ઉતારી હતી, ઉપર નગારૂં ને દાંડી ચીતર્યાં હતાં, નીચે એક જુવાન રણશીંગુ ફૂંકતો હતો, ગીત પછી "ઊંઘી કેમ રહીએ" એ નામની કોઇની ગદ્યકંડિકા મૂકી હતી.

એક વિદ્યાર્થીએ હાથમાં લઇને વાંચવું શરૂ કર્યું.

"દોસ્તો, જાગો, તમારી ઊંઘ ઉડાડવાનો સમય હવે આવી લાગ્યો છે; આપણે વર્ષોથી ઉંઘ્યા છીએ. ઘસઘસાટ ઘોર્યા કર્યું છે; ને એ ઘોર નિદ્રામાં જ પરદેશીઓએ આવીને ફસાવ્યા છે. આજે જ્યારે થોડાક જાગેલા એ બેડી બંધન ફગાવી દેવા જંગ માંડે છે

ત્યારે શું આપણે ઊંઘ્યા કરશું ? આપણે જુવાન છીએ, જુવાન બાયલો ન હોય, ઉઠો નિઃશસ્ત્ર યુદ્ધે ખેલ ખેલવા પહોંચો.”

પેલો વાંચનાર અટક્યો. સાંભળનારા એની સામે જોઇ રહ્યા. એના ગૌર મોં પર ને લાંબી આંખોમાં રતાશ ધસી આવી હતી. આંખો જાણે વાંચવાની ના પાડતી હોય તેમ એ અધૂરૂં મૂકીને જ બહાર ચાલ્યો ગયો. વિદ્યાર્થીઓએ જોયું કે વિમલ તે દિવસે એ સમય ચાલ્યા ગયા ત્યાં સુધી પાછો ફર્યો નહોતો. ને પાછા ફર્યા પછી વર્ગમાં ધ્યાન આપવાને બદલે બારી સોંસરવું દૂર દૂરના ભૂખરા ટેકરાઓ તરફ જોયા કર્યું હતું.

તે દિવસે અંગ્રેજીના શિક્ષકે આવીને વાંચતા જ કહ્યું.

“But who asks you to sleep–you fools ?” ને પત્રિકા એક બાજુએ ફગાવી “As you like it” શરૂ કર્યું.

“કેવું કચરો સમજાવે છે” એ ગયો એટલે બેચાર જણા બોલી ઉઠયા.

ગુજરાતીનાં શિક્ષકે જતાં જતાં પૂછ્યું.

“હરિહરે લખ્યું છે ? સારૂં લખ્યું છે. પણ જરા કમળાશંકરભાઇને પૂછીને લખજે.”

હરિહરના પિતાનું નામ કમળાશંકર હતું.

“તમે શિક્ષક થયા તે પહેલાં તમારા પિતાશ્રીને પૂછ્યું હતું ?” માસ્તર ઓરડો છોડીને જાય તે પહેલાં એક બાંકડેથી પૂછાયું.

“કોણ બોલ્યું ?” શિક્ષકે પાછા ફરીને પૂછ્યું.

“જી, હું બોલ્યો હતો. જો કે મારે જવાબ નહોતો જોઇતો” વિમલ ઊભો થઇને બોલ્યો, એના મોઢાપર ચીડ હતી.

" વિમલને જો મારી પાસેથી જવાબ ન જોઇતો હોય તો હું એક બીજાનું નામ આપીશ. આપણા સુખલાલભાઈ છે ને, રણોલીના મહેતાજી, એમને જરા પૂછી જોજે હો, મારા જ ધંધા-ભાઇ છે" બોલતાં બોલતાં એમની આંખમાં ક્રૂર આનંદ ને ચોક્કસ વિજયનો નશો ચમક્યો.

આખો વર્ગ ખડખડાટ હસી પડ્યો. વિમલે નીચું જોયું, માત્ર હરિહરનું મોં કડક થયું. શિક્ષક હસતા હસતા બહાર ચાલ્યા ગયા.

"કેટલો બે શરમ માણસ છે" એણે હાથ પછાડ્યો.

વિમલે હરિહર સામું જોયા સિવાય કહ્યું

" આપણે કેટલા બે શરમ છીએ" ને બારીમાંથી આંસુ ભરી આંખે બહાર જોયું. એના શિક્ષકે આજે એના ત્રણ પ્રિયજનો પર છરી ચલાવી હતી. પત્રિકા, દવે ને એના પિતા.

અને છતાંયે બીજે દિવસે દરેક વર્ગમાં પત્રિકા તો દેખાઇ. એમાં 'જાગતા ઊંઘતાઓને' હતું. નીચે ગઇકાલનો પ્રસંગ ઉમેરાયો હતો. વિદ્યાર્થીઓને મન આ કોઇ અદ્‌ભુત વસ્તુ હતી. શાળાના જીવન દરમ્યાન આવો પ્રસંગ એકે વખત બન્યો નહતો. એઓ નિયમિત રીતે અગિઆર વાગે આવતા ને અનિયમિત રીતે છ વાગે જતા. એ If $x+4=2$ find the value of કે અકબર કે મેરી ટ્યુડર, Bruce and the spider અગર Ozmadias વદ્દના પરસ્મૈપદ ને આત્મનેપદના રૂપો ગોખતા એ જ ચંદુભાઇ, એ જ વિનુભાઇ ને એ જ શાહનાં દીવેલ પીધાં મોઢાં જોતા ને ભૂલી જાય એટલું ભણી ઘેર જતા; ને પાછો

બીજે દિવસે અગિઆર વાગ્યાથી એ જ ક્રમ શરૂ થતો. એ ઘંટા, એ અવરો, ને એ જ રૂપોની ગોખણપટ્ટી.

એમનો રોજનો આ અફર કાર્યક્રમ હતો. ભણવા સંબંધી એમને કંટાળો નહતો. કારણકે ભણતરની અનાવશ્યકતા વિષે કોઇએ એમને કહ્યું નહતું. પુસ્તકો કે શિક્ષકો પ્રત્યે એમને પ્રેમ નહતો, કારણ કે એની આવશ્યકતા વિષે કોઇએ કહ્યું નહતું. જીવન એક જ ઘરેડમાં ચાલ્યું જતું હતું–કારણ કે બીજી ઘરેડ કોઇએ પાડી ન હતી–કોઇએ ભાળી ન હતી.

વરસમાં માત્ર એક જ વખત પરીક્ષા પછીના ઇનામી મેળાવડા વખતે શાળામાં નવીન વાતાવરણ રહેતું. વર્ષમાં માત્ર એ એક જ અઠવાડિયું બીજાં કરતાં જુદું પડતું.

એટલે વિદ્યાર્થીઓને ખાસ કરીને ઉપલા ધોરણનાને આ બધું કાંઈક નવું નવું, કાંઇક જોવા જેવું લાગ્યું. એમાંએ બીજા દિવસની પત્રિકા વાંચ્યા પછી તો અંદર અંદર એ વિષે ચર્ચા પણ થવા લાગી. મેટ્રીકના વિદ્યાર્થીઓએ તો હિંદુસ્તાનની રાષ્ટ્રીયતા ને અંગ્રેજી અમલ વિષે અનેક સવાલો પૂછીને ઇતિહાસ શિક્ષકને થકવી દીધા.

"તમે આટલું બધું જાણો છો છતાં અમને રોજ કેમ કહેતા નહોતા ?"

શિક્ષકને કાંઇ જવાબ સૂઝ્યો નહિ.

"તમે ક્યાં પૂછતા હતા ?" એણે ઉતાવળે જવાબ આપ્યો.

"They have got a devils hunger

બહાર જઇને એણે એક જણને કહ્યું.

સાંજે વિમલ ઘેર જતો હતો ત્યાં દવેએ એને બોલાવ્યો. "આજ સાંજે તું ઘેર ન આવે? થોડી નકલો વધુ કાઢીએ તો ગામમાં પણ ચોટાડીએ."

વિમલ મૂંગો રહ્યો.

"કેમ નહિ આવવાની પ્રતિજ્ઞા લીધી છે?" હરિહરે વિમલનો હાથ પકડીને કહ્યું "તો હું તારે ત્યાં આવીશ, પછી કાંઇ વાંધો છે?"

"ના—ના—પણ તારી બા નહિ ધખેને?

"ધખે તો ધખવા દેજે" દવે એ કંટાળીને કહ્યું. હસમુખો હરિહર એની બાનું નામ સાંભળી ત્રાસી જતો.

"ના હું ચોકસાઇ એટલા માટે કરું છું કે કયાંક તારી બાને વળી એમ લાગે કે માંડ માંડ એક મહિનાથી મારો હરિયો સુધર્યો તો તે વળી આ બગાડવા આવ્યો"

વિમલની ખ્યાતિ એના સગાંવહાલાંઓમાં રખડેલ તરીકે ફેલાઇ હતી. એનાં બે મુખ્ય કારણ હતાં. એક વર્ગના શિક્ષકોના અહેવાલ ને બીજો એનો સ્વભાવ. શાળાના સમય દરમ્યાન ઇતરવાંચન સિવાયનું એકે પુસ્તક હાથમાં ઝાલવાનું એણે નીમ લીધું હતું. વર્ગમાં હમેશાં એ છેલ્લે બાંકડે બેસતો. ભૂમિતીનો એકાદ રૂટ પ્રમેય શિક્ષક સમજાવતા હોય ત્યારે વિમલ મોટે ભાગે "રાજાધિરાજ" વાંચતો હોય. એ કહેતો "મારે કયાં ભૂમિતીના પ્રોફેસર થાવું છે? પાસ થવા જેટલું તો શીખી જવાશે," ચંદુભાઇએ તો એનું નામ જ L.L. B પાડ્યું હતું. છતાં 'Lord of the last bench' પરીક્ષામાં શાબાશી લઇને જ પસાર થતો ને એટલે જ એના પિતા ભણતર સંબંધી કાંઈ ફરિયાદ આવે ત્યારે મોટે ભાગે કાન ન દેતા. સગા ને કુટુંબી વર્ગમાં એના સ્વભાવે એને અળખામણો કરી મૂકયો હતો.

વહેનથી આડા ચાલવું એ એનું લક્ષણ મનાતું. એ સૌ કહેતા "એ તો સામા પુરે ચાલવાવાળો ભાઈ."

"તો કોક દિ એવું ગોથું ખાઈ બેસશે ને કે પત્તો જ નહિ ખાય." ભવિષ્યવાણી ઉચ્ચારાતી.

સંધ્યા ને પૂજા એણે કર્યાં નહિ હતાં–નાક ઝાલીને બેસનારાની એ મશ્કરી કરતો. કાછડી વગર ચાલીએ તો ડગલે ડગલે બ્રહ્મહત્યાનું પાપ લાગે એ માન્યતાવાળા બ્રાહ્મણ કુટુંબમાં જન્મેલાએ દેવ, દેવી, હડમાન ને શંકરને ઊંડા પાતાળીઆ કૂવામાં પધરાવ્યા હતા. આડોશી પાડોશીના છોકરાઓની ધીંધરને નિશાળમાંથી સીધા ટેકરામાં રખડવા લઇ જવા એ એનો પ્રિય વ્યવસાય હતો. એવા એક રખડપાટના પ્રસંગે જનોઇ તૂટી જતાં એ ગાંઠવાળીને ઘર સુધી ચાલ્યો આવ્યો એ જ્યારે પાડોશના બ્રાહ્મણ કુટુંબોએ સાંભળ્યું ત્યારે તો એને ધર્મબોળુ તરીકે નવાજતાં કંકુમાને જરાયે સંકોચ ન થયો. અમસ્તાં કંકુમા આ છોકરાનો પક્ષ લેતાં, કારણ કે કેટલીએવાર એણે એમના સારૂ આરેથી પાણીના ઘડા વહી આણ્યા હતા. પણ આ વખતે તો કંકુડોશીની ધર્મભીરૂતાએ એમના હૈયામાંથી સમગ્ર સ્નેહ, સમસ્ત સમભાવને ભૂંસી નાખ્યો. એ વિમલની બા કને દોડી ગયાં.

"ઇચ્છા, બા તારો વિમલ તો હવે ભારે કરે છે, એનું પરાક્રમ સાંભળ્યું ?'

"શું ?'

"ભાઇ વડગાળે બોર ખાવા છોકરાઓને લઇને ગયા'તા; ઓળકોળાંબડો રમતાં જનોઇ તૂટી તે ગાંઠ વાળીને હાલ્યા આવ્યા. જાણે ગૂંદે ચોડવાની ચોપડી હોયને! એને જરાક કે'જે કે રીતભાત

શીખે, બ્રાહ્મણના છોકરાને આ નો પાલવે. આપણી નાત રહી પાછી ખણખોદી. દોરાવા ને હાથવા કરતાં વાર નો લાગે.”

બાએ જ્યારે ઠપકો આપવા જેવું કર્યું ત્યારે વિમલે જવાબ આપ્યો.

“અરે પણ બા આખા રસ્તે ગાયત્રીમંત્ર જપતો આવ્યો’તો”

“ઠીક, પણ જનોઇ બદલાવી ?”

વિમલ પાસે એનો જવાબ ન હતો. એણે મુંગે મોંએ ઠપકો સાંભળ્યા કર્યો.

એક બીજા પ્રસંગે એને બાપાનો ઠપકો સાંભળવાનું બન્યું.

એકાદ મહિના પહેલાં ગામના એક શ્રીમંતનો જુવાન દીકરો મરી ગયો. ભૂદેવને એના સ્વર્ગ ગયા વિષે શંકા હતી એટલે એની પાછળ યજ્ઞ-અનુષ્ઠાન, જ્ઞાતિભોજન ઈત્યાદી કરી એને સ્વર્ગે ધકેલવાની હતી. વિમલને આ કારજ પર પીકેટીંગ કરવાનું સૂઝયું.

એ છેલ્લાં ત્રણ વર્ષથી એકે જ્ઞાતિભોજનમાં ગયો ન હતો, મૃત્યુ પાછળનાં આવાં ભોજનોને એ લોહીના લાડુ કહેતો ને છેલ્લાં બે વર્ષના એના પ્રયાસોથી કારજમાં જમવા ન જનાર બ્રાહ્મણ જુવાનોની સંખ્યા લગભગ વિશેકની થઇ હતી.

હરિહર પણ એમાંનો એક હતો. એ ને વિમલ કાકા દાદાના ભાઈ તો થતા જ હતા; પણ એથી એ વિશેષ તો ભેરૂઓ હતા. નાનપણમાં અનેકવાર વડીલોને મોંએ કૌરવ પાંડવની વાત સાંભળવા છતાં એમના મનમાં એ પેઠી નહિ હતી. એટલે છેક પહેલી અંગ્રેજીથી તે આજસુધી એમની મૈત્રી પ્રકાશ અને ગરમીના જેવી ચાલુ રહી હતી. ફરવા જવું હોય, રમવું હોય,

હસ્તલિખિતનો લખાચો કાઢવો હોય કે પરીક્ષા વખતે ઉજાગરા કરવા હોય પણ એમની 'છેડાછેડી' છૂટતી નહિ. વિમલને કોઇક જરાક કહે તો તરતજ હરિહર વચ્ચે ઊતરી પડતો ને હરિહરના પ્રસંગે વિમલથી એમ થઇ જતું.

વિમલે પીકેટીંગ કરવાની વાત જયારે વીશે જણને કરી ત્યારે સૌએ હા પાડી. માત્ર હરિહરે કહ્યું "હું સવારે કહીશ" સૌએ નક્કી કર્યું કે મુખ્યદ્વાર આગળ ગળામાં પાટિયાં ભરાવી શાંત ઊભા રહેવું. એકલા વિમલે સૌને સમજાવવા.

સવારે વિમલ ઊકતાંવેંત હરિહર પાસે ગયો.

"કેમ આવીશને ?"

"હું નહિ આવું. જમવા જવાના પાપમાંથી છૂટી શકું તોયે પ્રભુનો પાડ" એના મોઢા પર એટલો કંટાળો હતો કે વિમલને વધુ વિગત પૂછવાનું મન ન થયું.

"ત્યારે તું અહીંઆં જ અટકી જાય છે ?"

"મારા પગ કોઇ જકડી રાખે છે"

"સલામ ત્યારે" કહી વિમલ ઝડપથી ચાલ્યો આવ્યો. "બીજા બંન્નેને માટે શાંત પિકેટીંગ પણ. જો હરિહર આવે તો એના આડે જ સૂઇ જવું" એણે મનમાં નક્કી કર્યું. પણ અનેકરંગી પિતામ્બરોમાં શોભતા બ્રાહ્મણ બટુકો વચ્ચે એણે હરિહરને જતાં જોયો નહિ.

પહેલેથી છેલ્લે સુધી માત્ર એ એકલો જ હતો. સૌથી પહેલો એ હાજર થયો હતો, સૌથી છેલ્લે એ ગયો હતો. બીજા બધા એક પછી એક બહાનાં કાઢીને ચાલ્યા ગયા હતા. કેટલાક તો આવ્યા જ ન હતા. એક આવેલાને તો એના બાપે ત્યાં ને ત્યાં પકડ્યો.

"બેહુ મોટો સધ થઇ ગીયો છે તે. થા મોઢા આગળ, નકર ખાધ્શ તુંબલીમાં"

બાપના મોંએ નીકળતો સરસ્વતી પ્રવાહ સાંભળી આજુબાજુ ઊભેલા સૌ હસવા માંડયા.

"ફીપા મહેતા, તમારો ભાનુ તો અમને શિખામણ દેવા આવે છે" એક મોટી પાઘડી ને ધોળી મૂછોવાળા નાતના પટેલે કહ્યું.

"હાલ, હાલ, મોઢા આગળ થા ઝટ, આયાં ફજેતો કરાવવો છે?" કહી ફીપા મહેતાએ પાટિયું ખેંચ્યું. દોરડું તૂટી જતાં એને દૂર ફેંકી છોકરાને ભોજનશાળા તરફ ઢસડયો.

વિમલ દૂર ઊભો ઊભો લાહોર કોંગ્રેસનો સંપૂર્ણ સ્વાધીનતાનો ઠરાવ સમજાવી આ નકામાં ખરચો નહિ કરવાનું સમજાવતો હતો, એ આ ગડબડ સાંભળી દોડી આવ્યો.

"અરે મુરબ્બી પણ આ શું ? જરા શાંતિ રાખો" એણે જઇને ફીપા મહેતાનું બાવડું ઝાલ્યું.

"મૂકને, સાળા ડાયલીના, ખાઇ બેસીશ, મૂક, મૂક," મહેતા બોલ્યે જતા હતા. વિમલે કાંડું વધારે જોરથી પકડયું, મહેતાએ ભાનુને મૂકી વિમલના ગાલે એક ધરી દીધી. વધસ્થંભે ઢસડાતા જીવ જેવો ભાનુ આ દરમ્યાન છૂટીને નાસી ગયો. લોકોના ટોળાએ ફરીઓ બોલાવ્યો પણ કોઇ ભાનુને પકડવા દોડયું નહિ. ભાનુને છૂટેલો જોઇ વિમલ તમાચો ભૂલી ગયો. મહેતા પણ બબડતા–ફફડતાં વંડામાં ગયા.

વિમલ નિષ્ફળ પીકેટીંગ કરીને પાછો ફરતો હતો ત્યાં જમીને જતાં બૈરાંના ટોળામાંથી સંભળાયું

" પોતે તો વંઠી ગયો પણ બીજાના ય વંઠાવ્યા "

" મારો હરિયોય એની વાદે અગડયો. કોઇ દિ સામો હરફ નો કાઢે એને હું આજ કગરી કગરીને મરી ગઇ તોય એક ટળીને બે નો થ્યો. ઘરાહાર જમવા નો આવ્યો. મેં ઘરે ચુરમું કરી દેવાનું કીધું તોય કે, "ના આજ તો હું ભૂખ્યો સૂઇ રંઇશ" મેં કીધું "મર ત્યારે અભાગીઆ, નસીબમાં લાડવા લખ્યા હોય તોને" તોય માનો જીવ છે ને, ખાતી વખતે કાંઇ યાદ આવ્યા વગર રીએ, ઈ બધાય આનાં કામાં. ઘરમાં ગરે તો હવે ટાંટીઆ જ ભાંગી નાખું, માએ જ ફટવી મૂકયો છે !"

વિમલે જોયું કે હરિહરની બા બોલતી હતી. એને પોતાની બા યાદ આવી. પોતે જે દિવસથી જમવા જવાનું બંધ કર્યું હતું તે દિવસથી એ પણ નાતમાં ગઇ નહોતી–સગાસાગવામાં પણ એ વિમલને મૂકી નહિ જતી. બન્ને માતાઓ !– બન્ને પુત્રો ! એને થયું.

એણે કાકીના ઘરમાં પગ ન મૂકવાનો સંકલ્પ સવારે જ કર્યો હતો. આ વાકયો સાંભળી એણે એક નવી ગાંઠ વધુ જોરથી વાળી.

બીજે દિવસે ટપાલી સાથે બાપાની ચિટ્ઠી આવી.

ચિ–ભાઇ......ની દીર્ઘાયુષ ઘણી હજો......થી લી. સુખલાલના આશિર્વાદ. જેશંકર કાકા નાતમાં જમવા ગયા હતા. એમણે લખેલી બધી વાત વાંચી મારૂં દિલ બહુ દુભાયું. તમે જમવા નો'તા જતા એનો મેં આગ્રહ નો'તો કર્યો. પણ આમ જાહેર બંડ કરવાનું તમારૂં કામ મને જરાયે ગમ્યું નથી. અભ્યાસમાં ધ્યાન આપશો.

લી. સુખલાલના
આશિર્વાદ.

પોતાની નિષ્ફળતાને ભૂલવા કે બાપાને રાજી કરવા એણે અભ્યાસમાં ચિત્ત પરોવવા ધાર્યું. એ મિષે હરિહરને વિસરવાનું પણ બને તેમ હતું.

તે પછી વિમલ હરિહરની નજરે જ ન ચડતો. વર્ગ દરમ્યાન પણ જો સામ સામે થવાનું બની જતું તો અત્યંત શુષ્કતાથી નજર મેળવતો. એ નજરમાં હરિહર પ્રત્યેની મમતાનું ભૂલમાં પણ એકાદ કિરણ ન દેખાઇ જાય એની સાવચેતી રાખતો; શાંત અને તટસ્થ એ વર્ગમાં જતો, અલિપ્ત છતાં ઉકળેલો એ પાછો ફરતો. એએક દિવસ પછી હરિહરે એને પૂછ્યું

" આજે સાંજે ફરવા આવીશ ? "

"ના મારે બેનને એક વાત વંચાવવી છે " ઘા કરતો હોય તેમ વિમલે જવાબ વાળ્યો.

રાતના તુલસીકૃત રામાયણ વાંચી સંભળાવવાનું બા કે બેન કહી કહીને મરી જાય તો યે વિમલ વાતોમાંથી ન ઉઠે ને આખરે જ્યારે હરિહર વંચાવવા તૈયાર થાય ત્યારે વાતો બંધ થાય તેને આજે વાર્તા વંચાવવાની વાત કરતો જોઇ હરિહરને સમજતાં વાર ન લાગી.

ને તે દિવસથી સાચેસાચ વિમલે વનિતા આગળ વાર્તા વાંચવી શરૂ કરી પણ ખરી.

* * *

તે દિવસે સાંજે વિમલને જમીને કોટ પહેરતો જોઇ વનિતાએ પૂછ્યું.

"કાં આજ વાર્તા નથી વાંચવી ? "

" ના, આજે કામ છે, થોડીક બાકી છે તે કાલે પૂરી કરશું".

"તારી કાલ !"

વિમલની અનિયમીતતા માટે વનિતાને અભિમાન હતું. શાક લેવા-જતાં બેએક કલાક ગમે ત્યાં જવું એને માટે સહજ સ્વભાવિક હતું.

"જુઓ એક મહિનાથી નિયમિત વાંચું છું તોય આમ ?"

"ના. ના. હું તો અમસ્તી કહું છું. જઇ આવ, વહેલો પાછો આવજે"

હરિહર ઘરની બહાર ઓટલા પર જ ઊભો હતો.

"હું તારૂં સ્વાગત કરવા ઊભો છું. એક મહિને આવે છે એટલે"

"મેં તો માનેલું કાકી ઊભાં હશે"

"શી–શી"–દવેએ અંદર આંગળી ચીંધી.– "ત્યાં સુતા છે–માથું દુ:ખે છે" કહી વિમલને પડખેની ઓરડીમાં દોર્યો.

આ હરિહરનો અભ્યાસ ખંડ હતો. એક પેટીના ખોખા પર પુસ્તકોની હાર પડી હતી. ઉપર સરસ્વતી, ગાંધીજી અને એક બે સંન્યાસીઓની છબીઓ લટકતી હતી. ખૂણામાં ડામચીઓ હતો; નીચે પાંચ સાત ડબા પડ્યા હતા. ઓરડાની મધ્યમાં એક કોથળો પાથર્યો હતો. તેના પર થોડા કોરા કાગળો, બે ત્રણ કોપીંગ પેન્સીલો ને કાર્બન પેપરો પડયા હતા. વચમાં દોરી બાંધીને ફાનસ ટીંગાડયું હતું. ઓરડામાં બીજું કોઇ ન હતું. આને જ હરિહરે યૌવન–મંદિરનું નામ આપ્યું હતું.

"કેમ તમારૂં પ્રેસ હજુ કામપર નથી ચડયું ?"

"ના ના હમણાં વાળુ કરીને સૌ આવશે. પેટ કામ પર ચડે પછી પ્રેસ ચાલેને" કહી હરિહર હસ્યો.

'કેટલા દિવસે આ ખડખડાટ હસતો બાળક શો પ્રફુલ્લિત ચહેરો જોયો !" વિમલે સંભાર્યું:

"'પડઘમ' નામ બાકી સરસ છે. એણે કહ્યું.

"નામ જ કે આખું."

"આખું ય સરસ હોય છે, તું જ જ્યાં સરસ હોય ત્યાં શું ?"

"તારૂં પ્રમાણપત્ર મળ્યું એટલે બસ."

વિમલે ગઇ કાલે વાંચ્યા પછી અનુભવેલી લાગણીઓ યાદ કરતાં ચીપી ચીપીને શબ્દો ઉચ્ચાર્યાં.

"તું લખે છે સુંદર"

"તારા જેવું નહિ."

"Please silent"

થોડીવારે બે ચોરણી ને પેરણ પ'રેલા છોકરાઓ અંદર આવ્યા. દવેએ એને સાથીદાર તરીકે પકડી આણ્યા હતા. બન્ને સાતમી ગૂજરાતી ભણતા હતા. વિમલે જોયું કે બન્ને સાતમી ગૂજરાતી વાળાના અક્ષર બને સાતમી અંગ્રેજીવાળા કરતા સારા હતા.

"અંગ્રેજી ભણતરના પ્રતાપ" એ બબડ્યો. એ ભૂલી ગયો કે એના પિતાએ એકવાર સારા મરોડ તરફ ધ્યાન આપવા કહેલું ત્યારે શું જવાબ આપેલો.

"મને એમ જ થાય છે કે કદાચ હું એવા ધંધામાં પડીશ કે જ્યાં સારા અક્ષરનો મુદ્દલે ખપ ન હોય."

સાડાઆઠ થયા એટલે દવેએ કહ્યું.

"તું તારે જા હવે. પચાસ નકલ થઇ છે, બાકીની અમે કરી લેશું."

"હવે પૂરી જ કરાવતો જાઉં" એને આમ લખવામાં આનંદ આવતો હતો, કારણ કે આ લખાણની પણ કિંમત હતી. એણે ઉત્સાહભેર ઘસડયે રાખ્યું.

૨

બીજે દિવસે વિમલ શાળા ઉઘડે તે પહેલાં પત્રિકા ચોડવા ઉપડયો; નદીના કાંઠા પાસે જ હાઇસ્કુલ હતી, કસરતશાળાની ભીંત નદીના કાંઠા પર જ ઝૂકતી, વિમલ કસરતશાળામાં થઇને શાળાના કંપાઉન્ડમાં આવ્યો, દિવસ આખો ઘોંઘાટથી ગાજતું ગંજાવર મકાન સાવ શાંત હતું. ઉપલા માળ પર વાળવા આવેલ પટાવાળો બારણા ઉઘાડવાસ કરતો હતો.

એને થયું કે "કયાં મૂકું તો વધુમાં વધુ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચાશે?" દરવાજા પર? પણ એતો ગુન્હો. એને હસવું તો આવ્યું; એ દરવાજા તરફ વળતો હતો ત્યાં ઓચીંતાનું કાંઇક યાદ આવ્યું-એ મરક મરક હસતો પાછો ફર્યો-સીડી પર વાળીને પાછો ફરતો પટાવાળો મળ્યો.

"રસુલ તેં મેટ્રીકના વર્ગમાં એકે પુસ્તક જોયું?"

"ના, ના, ભાઇ, ઉપર જઇને જોઇ આવોને"

એણે ઉપર જઇને વર્ગના કાળા પાટીઆની પાછલી બાજુએ વધારો લખી નાખ્યો, નીચે ઉમેર્યું"

" અમારા શિક્ષકોને અમે આ પ્રસંગે ખાસ નોતરીએ છીએ, ઇચ્છીએ કે એઓ આવીને શાળાના શિક્ષણકાર્યમાં થોડુંક નવું બળ પૂરે" ને એ પ્રમાણે બધા વર્ગોમાં જઇને લખી કાઢયું.

દરવાજા પાસેના લીમડે એ નકલ ચોટાડી ન્હાવા ગયો. શાળામાં આવતાં એણે દવેને વાત કરી.

" તું હમણા કંઇક વિચિત્ર થતો જાય છે" દવેએ કહ્યું.

" અને તું નહિ"

" ના, ના હું તો એવોને એવો જ છું, કોરડુ મગ"

" આ વખતે તો જોજેને, કોરડુ મગને પણ બાફી નાખવો છે"

" વાતમાં માલ નમળે."

" એમ ?"

બન્ને થોડીવાર મૂંગા રહ્યા–

"આપણે શું કરીશું ?" વિમલે પૂછ્યું–અને એકીટસે હરિહર સામે જોઇ રહ્યો.

"આપણે ?" એ ખડખડ હસી પડયો–ઉધરસ ખાંધી અને કહ્યું–"ભણશું–ખાશું, પીશું, મેટ્રીક થશું, બહુ બહુ તો પત્રિકા કાઢશું."

"એય ! સીધી વાત કરને !" દવે આવી ગંભીર વાતને મશ્કરીમાં લે એ એને ન ગમ્યું.

"સીધી જ વાત કરું છું, આપણું એ કામ નહિ–તમારા જેવા લાગણી પ્રધાન ને કુમળા જેમના તંતુઓ છે એવા જાય" હરિહરે આંખો નચાવી, "આપણે તો રહ્યા કઠ્ઠણ પાણા જેવા પીગળવાના શું ઘસાવાનાય નહિ."

"તું સીધી વાત કરશે જ નહિ ખરું ને?" એણે હરિહરને ધક્કો માર્યો.

"મારી વાત તદ્દન સીધી સોટા જેવી છે, મારા ઘર ને શાળા વચ્ચે સી.....ધો રસ્તો છે તેવી જ."

'ઠીક......જા–ત્યારે."

વિમલ એને છોડીને આગળ ચાલતો થયો, શાળાના દરવાજાએ એણે જોયું કે વિદ્યાર્થીઓનું એક મોટું ટોળું "પડઘમ" વાંચી રહ્યું હતું; વિમલને આવેલો જોઇ એક સહાધ્યાયીએ પૂછ્યું.

"વધારો વાંચ્યો?'

એક બે જણાએ પૂછ્યું "કોણ આવ્યું છે? ક્યાંથી આવેલ છે?"

"રસુલ હમણાં અહીં આ ફાડવા આવતો'તો, પણ અમે બધાએ કીધું કે ઇ ફાડવાનું નથી–અમે નહિ ફાડવા દઇ, એટલે ચાલ્યો ગયો."

વિદ્યાર્થીઓમાં આટલો ઉત્સાહ ને આતુરતા જોઇ વિમલના હૈયામાં હર્ષ માયો નહિ.

"એક કાગળનો ટુકડો ને બેચાર વાંકાચુંકા લખેલા અક્ષરો, પણ શી એમની મમતા છે!" એને થયું.

શાળાના ઘંટને હજુ વાર હતી, એને દૂર જઇને આના પર વિચાર કરવાનું મન થયું.

"હું થોડેક ફરી આવું, ઉપર મૂકી દેજોને !" એણે એના પુસ્તકો એક જણને આપ્યાં.

"Pappu–લાવેલ છો ?"

"ના, એ તો હું ભૂલી ગયો, કાંઈ વાંધો નહિ શું જરૂર છે ?" કહી એ ચાલ્યો ગયો.

શાળાના મકાનથી થોડે દૂર રાજ્યના મહાદેવ–કૈલાસપતિ–ભવનાથનું શિવાલય હતું. કૈલાસવાસી ઉમેશ ત્યાં આવીને વાસ કરતા હોય કે ન હોય પણ શાળાના વિદ્યાર્થીઓ તો અવારનવાર આવીને ત્યાં વાસ કરતા જ. ખાસ કરીને–ખાલી સમયોમાં ને બપોરની છુટ્ટી દરમ્યાન નાસ્તાના શોખીનો માટે બગીચાની ઘણી કૂંજો હંમેશાં ખુલ્લી રહેતી.

વિમલ શિવાલયની પછવાડે જઈ ઊંચી પગથાર પર બેઠો, નીચે છેક બીજા છેડા સુધી બગીચો પથરાયલો હતો; એમાંની સડકો પર ભમરા સિવાય કોઈ ફરતું ન હતું– એક બાજુના પૂજારી ઓરડાઓમાં પણ કોઈ ફરકતું ન હતું– હમેશ મુજબ કૂવા પર પણ કોઈ મુસાફર નહોતો.

"બધું કેટલું ઠંડું છે" વિમલે બેસતાં બેસતાં કહ્યું.

"શા માટે ભણવું ?" એ વિચારે ચડયો. "કમાવા માટે ? આ ઓઝરું નહિ ભરાય ? ઓઝરું ભરવા માટે ભણવું ? બધાય ......એને માટે ભણે છે ને તો ય બધા ય–ભૂખે મરે છે– ભણવાથી શું બધા ખાધે પીધે સુખી થઈ જશે ? ના–ના ખાધે પીધે તો સુખી થશે અંગ્રેજ સરકાર જશે ત્યારે" એણે ડોકું ધૂણાવ્યું. ગાંધીજીના ઇતિહાસ પ્રસિદ્ધ પત્રમાં એણે વાંચ્યું હતું કે વાઇસરોય એકલો જ અમુક હજાર હિંદીવાનોની રોજી ખાઈ જતો હતો,

એને ખબર હતી, જગતની સૌથી ગરીબમાં ગરીબ પ્રજાનો સર્વ-સત્તાધિકારી જગતમાં સૌથી મોટામાં મોટો પગારદાર હતો. "શેતાન" એણે દાંત કચકચાવી મુઠીવાળી– અંગ્રેજ સરકારને એમાં કચડી ગૂંગળાવી નાખતો હોય તેમ એનું મગજ વિચારભારે બોયલરની માફક ગરમ થયે જતું હતું.

"ને એવા બધાયની ખિદમત કરીએ, એટલા માટે ભણવાનું ? અમારે ભણી ભણીને થવાનું શું ? શિક્ષક કે કારકુન ? ચંદુભાઇને શાહ જેવો એ પણ થવાનો. એ શું કરે છે ? ખાય છે, પીએ છે, નોકરી કરે છે." એને બંને શિક્ષકોના ચહેરા યાદ આવ્યા. "ચંદુભાઈ– કેટલો હલકટ, કેટલો બેશરમ ! ને શાહ ! કેટલો નિર્માલ્ય ને કેટલો દુર્બલ ! બન્ને સરખાં મોટા તરફ ખુશામ-તીઆ–ને નાના તરફ નઠોર– બધા જ સરખા છે. ખુશામતીઆ હેડ માસ્તરના–દરબારના–સરકારના–

"ને એ હાજી હા, કરનારા નિર્માલ્યો સૌને સબલ બનાવવાના અધિકારે બિરાજ્યા હતા !

"એને પણ ભણીને શું આવા થવું હતું ?...........

"ને ન ભણીને એ શું થવાનો હતો ?" એની કલ્પના સમક્ષ...ની રણભૂમિ...નાં સત્યાગ્રહશિબિરો, પ્રચંડ સભા રૂપે મળતી માનવમેદની ને એ સહુને હલાવતો કો ગંભીર, પ્રૌઢ વાણી પ્રવાહ, જેલ ને માર, ફાંસી ને ઘોર યાતના તરી રહ્યાં. એ બધાં વચ્ચે સ્થિર ડગલે–અજેય ચિત્તે ચાલ્યો જતો કોઇ યાત્રી, ખભે થેલો, હાથમાં લાકડી ખુલ્લા પગે, ને ખુલ્લા માથે.

વિમલ એના મુખ પરની પ્રસન્નતા, એની ચાલની દૃઢતા,

એના દંડની મક્કમતા, એના ભાલની તેજસ્વીતા ને એના પોષાકની અવ્યવસ્થિતતા જોઇ રહ્યો.

"તમે કોણ છો ?" એણે પૂછ્યું.

"પ્રાણ."

"ક્યાં જાઓ છો ?"

"જ્યાં જીવન રહે છે ત્યાં."

વિમલને કાંઇ સમજાયું નહિ, એણે ફરીથી પૂછવાનો વિચાર કર્યો પણ કલ્પનામૂર્તિના કો અલૌકિક સૌંદર્યમાં એનો પ્રશ્ન ડૂબી ગયો. એ જોઇ રહ્યો એના દેહસૌષ્ઠવને, એના આત્મગૌરવને એની આગળની સૃષ્ટિ નિર્જન ને શુષ્ક હતી. વિમલે જોયું કે એને પગલે પગલે એ નિર્જન સૃષ્ટિમાં પ્રાણ પથરાતો હતો. સૃષ્ટિનું કણેકણ જાણે કુમકુમરજ બની જતું. સુકાં પર્ણો લીલાં બની જતાં, ચીમળાયલાં ફૂલો સભર સૃષ્ટિને રંગ ને સુગંધથી ભરી દેતાં. નિર્જળ નવાણો નીલમશા સ્વચ્છ ને પારદર્શક જલથી ઉભરાતાં. માયકાંગલાની સૃષ્ટિ–મૃત્યુંજીતોની બની જતી. આળસુઓ સાધક બનતા, સાધકો–શ્રેયવાંચ્છુ થતા. જીવતામુએલા–મરીને જીવતા થતા. એના બોલે સ્મશાનમાંથી સૃષ્ટિ ઉભી થતી હતી. એના હાસ્યે સૃષ્ટિ સ્મશાન-ભૂમિ તરફ ધસતી હતી. જીવન અને મરણને પેલે આરે જાણે કોઇ નવું વિશ્વ રચાયું હતું.

વિમલ આ જોઇ રહ્યો–આંખો બંધ કરીને અનિમેષ નયને જોઈ રહ્યો-ધરાઈ ધરાઇને જોયું. એ ધરાતો જ ન હતો–કારણ કે સમજતો નહોતો. ઘેરા ને મનોહારી એ ચિત્રમાં સત્યની સ્પષ્ટતા ને તત્વની નિર્વેદતા કરતાં કલ્પનાનું માધુર્ય, ને જીવનની ઉષ્મા વધુ

હતાં; વિમલને પણ એ ઉષ્માએ જાણે સ્પર્શ્યો—એ ઉઠયો. શિવાલયનાં પ્રાંગણમાં જઈ પ્રતિજ્ઞા લેવાનું મન એને થઇ આવ્યું.

જો નહિ ભણવાની પ્રતિજ્ઞા—આવું ભણતર ભણાવવાની હોય તો શી ફીકર હતી? એ બધું વીસરી ગયો. અભ્યાસ, શાળા, પેટ બધું યે. કેવળ મૂક—નમ્ર ને આશાવાદી એ પિનાકપાણીના સાન્નિધ્યે ઉભો રહ્યો. સદાયે જાગ્રત શંકરને ઘંટ વગાડીને જગાડવાનું મન ન થયું. સદાયે શિવ એવા ત્રિપુરારી પાસે કાંઈ સ્પૃહા કરવાનું એનું મન નહતું. એ નયનદ્વય બીડીને પ્રણિપાત કરી રહ્યો. એણે ગદગદ્ કંઠે પ્રાથના કરી.

" હું કાંઇ સમજતો નથી..." ને ઉમેર્યું.

"પણ તું બધું જ સમજે છે"

એણે આંખો ઉઘાડી તો હરિહર શિવલીંગ તરફ પીઠ કરીને એના પગમાં નમસ્કાર કરતો હતો.

" મહાપુરૂષ આશિર્વાદ આપો " એ પડયાં પડયાં બોલ્યો.

" शत जीव शरदः " એણે બ્રાહ્મણ કુટુંબમાં અનેકવાર સાંભળેલો આશિર્વાદ આપ્યો.

" હાશ? તારો પાડ!" હરિહરે ઉભા થઇ જતાં કહ્યું.

" કેમ?"

" મને ભય લાગ્યો કે તું ક્યાંક એવો આશિર્વાદ આપીશ, કે " ભાવિયુદ્ધમાં શહીદ થવાનું સદ્દ્ભાગ્ય તમને પ્રાપ્ત થાઓ "

બન્ને હસી પડ્યા.

" તું શું આવ્યો?"

"ગામનાં થોડાક માણસો સભામાં આવવા માગે છે. એમની શું વ્યવસ્થા કરશું એ વિષે પૂછવા આવ્યો હતો."

"જે બીજાની વ્યવસ્થા તે એમની બીજું શું ? એ લોકો કેટલાક જણ છે ?"

"અરે આપણે કેવી ગંભીર ભૂલ કરી ?"

"શું ?"

"સભા યૌવન મંદિરમાં મળશે એમ જાહેર કર્યું એ આપણું યૌવન મંદિર તો પંદર જણને પણ સમાવી શકે તેમ નથી. સૌ વિદ્યાર્થીઓને બેસાડશું ક્યાં ?"

"ઓત્તારી !" વિમલે તાલી પાડી "માર્યા ! હવે શું કરશું ? તને પહેલેથી ખ્યાલ ન રહ્યો ?"

"કાંઇ ખબર જ ન રહી. બસ યુવાનોને મળવા માટે યૌવન મંદિર જ યોગ્ય સ્થાન છે એમ ઠસી ગયેલું. પછી એની નજીક ને નજીક ધસતી દિવાલો ભૂલાઇ જ ગઇ. છે આપણા જેવા કોઇ મૂર્ખા !"

વિમલે હોઠ કરડ્યો–"હવે એમ કર, બીજી કોઇ જગ્યા નક્કી કરીએ. આપણે એ જાહેર કરી દેશુ"

"પણ કેવી રીતે ?"

"એ થઇ રહેશે, એકવાર જગ્યા તો નક્કી કરી લઇએ. અહીં ફાવશે ? પેલા છેડે જાંબુડો છે ત્યાં જોઇએ."

"ભલે ચાલ."

હમણાં તું વાંચી શકતો નહિ હો ખરું ?" "જરાયે વંચાતુ નથી, 'પડગમ'ની પંચાતમાં જ બધો વખત જાય છે"

"અમે ન બોલ, 'પડઘમ' વગાડવામાં બધો વખત જાય છે એમ કહે"

હરિહર મૂંગો રહ્યો.

"ઉદેપુરના રાણાની સ્વારીમાં એક ખાસ રિવાજ છે, તને ખબર છે?" એણે થોડીવારે ગંભીર ભાવે કહ્યું.

"શું?"

"કે પડઘમ વગાડવાવાળો હંમેશાં સ્વારીના છેવાડે રહે, રાણા પ્રતાપ હાર્યો ત્યારથી એ ચિહ્ન દાખલ થયું છે."

"તે તારે એમ કહેવું છે કે તારે છેવાડે રહેવું છે ખરૂં?"

"ના, આ તો એક રિવાજ છે એની વાત કરૂં છું, બાકી ક્યાં રાણાનો પડઘમ વગાડનાર ને ક્યાં હું પતાકડા "પડઘમ"નો તંત્રી. હરિહર-કે. દવે." એણે પોતાના ટૂંકા પોષાક તરફ નજર નાંખી, એની ટોપી, ધોતીઉં, પહેરણ, ચંપલ બધાં જ એના કદાવર ને મજબૂત શરીરના પ્રમાણમાં ટૂંકા હતાં.

"ના પણ હવે તો આપણે સ્વતંત્ર થવાના એટલે પડઘમ વગાડવાવાળાને મોખરે લાવવામાં કાંઇ બાદ નથી." બાગમાંનો વહેળાના પૂલ પરથી પસાર થતાં હરિહરે કહ્યું.

"આવે છે એમનું નામ શું?"

"કમલભાઇ કે એવું કાંઇક કહેતા હતા."

"મુકુંદભાઇ એમના અનુભવો પણ કહેવાના છે?"

"એ તો સાંભળવા જ જોઇએ."

ઉતાવળે ચલતા વિમલ એક ગામડીઆ સાથે અથડાઇ પડ્યો. પેલાનું ચવાણું માંડ માંડ વેરાતાં બચ્યું.

"ભૂલ થઇ ગઇ હો, માફ કરજો" વિમલે ગળી ગયેલા અવાજે માફી માગી, પેલા ગામડીઆએ બે ચાર ચોપડાવી. વિમલના નિખાલસ ચહેરા પર કાંઇક જુદી જ જાતની મૂંઝવણ પથરાઇ. દવે આ જોઇને હસતો હતો એ એકદમ ગંભીર થઇ ગયો.

"તું હમણાં આ ગામડીઆના પગ ધોવા તૈયાર થવાનો વિચાર કરતો હતો ખરૂં ?"

"કોણ હું ? ના–ના."

"મને એવું લાગ્યું, ગાંધીજીના સિદ્ધાંત મુજબ એ બરોબર હતું. હું મશ્કરી નથી કરતો. આપણે સામાન્ય માણસો ઊલટા બે ગાળો દઇએ, ચાલ્યા જઇએ, જ્યારે કોઇક આશ્રમવાસી આ ગામડીઆનો રોપ ઉતારવા મેં કહ્યું તેમજ કરત. તું પણ એવું જ કાંઇક વિચારતો હતો."

"મને ખબર નથી, પણ મને દુઃખ થતું હતું" વિમલે ગલ્લીમાં વળતાં કહ્યું.

"સત્પુરુષો ને ફૂલ ચૂંટતા પણ દુઃખ થાય છે."

વિમલે દવેને ધબ્બો મારવા હાથ ઉપાડ્યો "મારે હવે તારાથી ભાગવું પડશે હો–પછી મારો વાંક નહિ કાઢતો."

"હાજ તો, તમારો વાંક શેનો ? વાંક તો અમારો અસત–પુરુષોનો કે જેની વચ્ચે તમ જેવા રહી ન શકે:" દવે એ વાક્ય પૂરૂં કરે તે પહેલાં વિમલના ઠોંસાનો વરસાદ એના પર વરસતો હતો.

'અરે, અરે, ભલા માણસ, તું અહિંસક સેનાનો સૈનીક, તારાથી હિંસા થાય ?" ફૂલની વૃષ્ટિની જેમ માર સહન કરતાં હરિ-હરે કહ્યું.

'તારે મને હેરાન કરવો છે એમ કહેને ?'

"હં, હવે સમજ્યો. હેરાન થાય છે શા માટે ? ચાર દિવસ પછી તો તું ચાલ્યો જઇશ. હેરાન ન કરી લઉં ? પાછો યાદ ન રાખે તો ?" એણે વિમલના ગળે હાથ ભેરવીને ચાલવા માંડયું.

"પણ કોણે કહ્યું કે હું જવાનો છું ? હજુ તો જવાનો વિચાર કરૂં છું એટલું જ. ને વિચાર તો ઘણાય અંગ્રેજ સરકારને ભસ્મસાત્ કરી નાખવાના કરૂં છું પણ કરૂં ત્યારે ને ?"

"ના"–હરિહર થોડીવાર થોભ્યો ને પછી કહ્યું. "તું કરવાનો જ. સંગ્રામમાં ગયા સિવાય તું રહી શકશે જ નહિ; હું તને ઓળખું છું" દવેનો કંઠ સ્નેહભીનો હતો. વિમલ એકીટસે એની સામે જોઇ રહ્યો. બે જુવાનો રસ્તા વચ્ચે પ્રેમકરતા હતા.

"આપણે આમ જઇએ છીએ એ રતિભાઇ જુએ તો ?"

"તો એમ કહે કે હું બગડી ગયો"

રતિભાઇ એક જ એવા શિક્ષક હતા કે જે બ્રહ્મચર્યનું પાલન બહુ શુક્ષ્મ રીતે કરાવવા માટે બધો વખત અબ્રહ્મચારીના લક્ષણોનું પૃથક્કરણ કર્યા કરતા.

"એટલે હું તો બગડેલો છું જ એમને ?" વિમલે પૂછ્યું. 'કંઇ આજનો ?'

બન્ને જણા બાગના છેવાડા પરના જાંબુડા પાસે આવી પહોંચ્યા હતા.

બાગના છેવાડે જાંબુડો, બોરસલી ને કંદમના ત્રિવેણીજૂથની ઘટા પથરાઇ હતી. ઓટા ઉપર વેરાયેલ પાંદડા બંનેએ માળી પાસેથી સાવરણો માગી લાવીને વાળી નાખ્યાં ને પાછા ફર્યા.

વળતી વખતે લીમડા તરફ જોયું તો પત્રિકા ઉખડી ગઈ હતી. વિમલે ખિસ્સામાંથી કાઢીને એક લીમડે ચોડી ને બીજી દરવાજાના થાંભલે ચોડી. પાણી પીવા જતા એક બે વિદ્યાર્થીઓ આ જોઇને હસ્યા પણ એ તો કાંઇ જ ન બન્યું હોય તેમ સીડી પર ચડયા. ચડતાં ચડતાં પેસાબ કરવા જતા એક વિદ્યાર્થીએ ખબર આપી કે હેડમાસ્તરે એને ઓફીસમાં બોલાવેલ છે. બંને સહેજ હસ્યા. વિમલે ડોકું ધૂણાવ્યું. એને લાગ્યું કે પોતે લડાઇમાં જાય કે ન જાય પણ અહીં તો લડાઇ જગાવી જ છે,

'જા તને પોંખે" કહી હરિહરે એને ઓફીસમાં ધકકેલ્યો.

વિમલ ઓફીસમાં જઇને ઉભો રહ્યો. કાકા કાંઇક લખતા હતા; ઓફીસમાં ચારે બાજુ પુસ્તકોના કબાટ ખડકયા હતા; એક બાંકડો ને પંદરવીશ ખુરસીઓ પડી હતી. એક બાજુ એક નાનકડું પાટીઉં પડયું હતું, અંદર લખ્યું હતું "તોફાની" કોઇક વિદ્યાર્થીના ગળાને શોભાવીને હવે એ ઓફીસને શોભાવતું હતું.

પાંચેક મિનિટ પછી કંટાળીને એણે ધીમેથી ઉધરસ ખાધી.

"કેમ ભાઇને નિરાંતે રોટલો ખાવા નથી દેવો ?" ઉંચુ જોઇને કાકાએ કહ્યું.

વિમલ મૂંગો રહ્યો.

"કે કાકાના રાજમાં આપણને કોઇ નહિ બોલે એમ ધારો છો ?"

વિમલ કાંઈ ન બોલ્યો.

"જો એમ માનતો હો તો ભૂલ કરે છે. અહીં તો કોઇનું રાજ નથી–રાજ તો મહારાણા રાજસાહેબનું છે. માટે ધ્યાન રાખીને ચાલજો સમજ્યા"

વિમલ ચૂપ હતો. કાકાએ સહેજ કડક અવાજે કહ્યું.

"કંઈ જીભ શીવાઈ ગઈ છે? કેમ બોલતો નથી? પત્રિકા કાઢવાનું શૂરાતન હોય તો જ્યાં લડાઇ હોય ત્યાં જઇને કાઢો. અહીં નિશાળમાં શું છે? બાપને પૈસે ભણવું ને ઉપર જાતાં અમને ને બાપને પેટ પર પાટુ મારતાં જવી એ નહિ પોસાય"

"પણ અમે એમાં કયો ગુનો કરી નાખ્યો?" વિમલે આખરે ઉંચું જોઇને પૂછ્યું

"કયો ગુનો ને કયો નહિ એની વાત જવાદે ને છાનોમાનો અભ્યાસમાં ધ્યાન આપવા માંડ–બીજા બધાયની જેમ જ. જાઓ" એમણે હાથવતી ઇશારો કર્યો ને પાછળથી કહ્યું. "તમે બે જણા જ અક્કલ વેચી આવ્યા લાગો છો"

"વિમલ ધીમે રહીને બહાર નીકળી આવ્યો. એને થયું કે આના કરતાં ડીસમીસ કર્યો હોત તો વધારે મજા આવત. વર્ગમાં વિજ્ઞાન શિક્ષક કેમીસ્ટ્રી સમજાવતા હતા. કેમીસ્ટ્રી તરફ કોણ જાણે કેમ એને એટલો બધો અણગમો આવ્યો કે એ સીધો સામે દાદરે થઇને નીચે ઉતરી ગયો. કસરત શાળામાં જઈ એક નાનકડી પીંપર નીચે પડયો, એનું હૈયું એવું ભારે સીસા જેવું થઈ ગયું હતું કે એને લાગ્યું કે જેના પર એ પડશે એને એક વખતે તો શિર્ણવિશિર્ણ કરી નાખશે.

## ૩

વિમલે સભામાં જોયું તો બાગમાં લહેર કરવા માટે આવેલા થોડાક લાલાઓ પણ આવીને બેઠા હતા. હાઇસ્કૂલનો સઘળો વિદ્યાર્થી સમુદાય લગભગ હાજર હતો. શિક્ષકોમાંથી પણ બે ત્રણ હાજર હતા. મુકુંદભાઇ ને મહેમાન જાંબુડાના ઝાડને ઓટેબેઠા હતા.

વિમલે બન્નેને ધારી ધારીને જોયા. વૃક્ષના થડને ટેકા દઈને બન્ને આ જુવાન સમુદાયને નિહાળતા હતા. ઢળતી સંધ્યાએ સ્વચ્છ વસ્ત્રોમાં ઓપતા આ બે વક્તા; શાંત, જિજ્ઞાસુ, વિદ્યાર્થીગણ, વૃક્ષો પર ફફડાટ કરી અહીં તહીં ઉડતો પંખીગણ, પવનમાં ફરકતી ભવનાથના શિવાલયની ભૂખરી પતાકા, નીલશ્યામ આકાશ અને વૃક્ષોની ઘટા વાતાવરણમાં પરાણે સાંભળવાનું મન થાય એટલી સ્થિરતા ને પરાણે રચવાની ઊર્મી ઉઠે એટલી કલ્પના અર્પતાં હતાં. મહેમાન સાદો સીધો યુવક હતો. એણે ધોતીયું ને બાંડીયું પહેર્યું હતું, ખભે શાલ નાખી હતી, માથે લાંબા વાળ રાખ્યા હતા, કાન આગળથી વળાંક લઈને એ વાળના ગૂંછળા એના પહોળા ખભા પર પથરાતા એનો ચહેરો અત્યંત કોમળ પાર-શંક ને ચૂમી કરવાનું મન થઇ જાય એટલો સરલ હતો. એની આંખો પ્રમાણમાં મોટી ને કાળી હતી. વારે વારે એ હસતો, આછું છતાં મીઠું. એની આંખોમાં પણ ત્યારે એ ભાવો છલકાતા. સદાયે જાણે કલ્પના ભોમમાં વિહરતો હોય એવું એનું સૌંદર્ય ને સરલતા હતાં. મુકુંદભાઇને માથે ટૂંકા વાળ હતા. એમની આંખો પાતાળ કૂવાના નીર જેવી શાંત, ગંભીર, અબોલ છતાં અગાધ હતી. ગોઠવણ સાથે આંકડા ભીડીને એ બેઠા હતા. એમની ચપટી દાઢી ને આંખોની સ્થિરતા એમના ચહેરા પર ન હલાવી શકે તેવી ગંભીરતા પાથરી દેતાં હતાં; એમની ઉમ્મર કળી કાઢવી એ કઠીન હતું.

વિમલને લાગ્યું કે બન્ને ખરેખર વીર છે. કેટલી બેદરકારી છતાં કેટલું ચેતન એમનામાં દેખાતાં હતાં ?

ને પોતે ને હરિહર ? એણે હરિહર તરફ જોયું. એને બન્ને જણની એદેખાઇ આવી.

સૌ શાંત હતા, મુકુંદભાઇએ ઉભા થઇને શરૂ કર્યું.

"હું મારા મિત્રોની ઓળખાણ આપવા ઉભો થયો છું. મારે પડખે ઓડીઆવાળા બેઠા એ કમલભાઇ. દિલ્હીની કોલેજમાં અભ્યાસ કરે છે. અરે ભૂલ્યો કરતા હતા. અભ્યાસે ઉજ્વલ અને સ્વભાવે મધુર એમનું જીવન છે" બોલતાં બોલતાં એમણે કમલભાઇ સામે જોયું "એઓ લાહોર કોંગ્રેસમાં ગયેલા ત્યાંથી આવ્યા પછી એમની આંખ ઉઘડી ગઇ.

"રાષ્ટ્રની ભેરી ફૂંકાઇ ને એમણે આ તરફ કૂચ કરી, આપણે આંગણે આવીને સેવા કરવાનો એમનો સંકલ્પ છે, પ્રભુ એ પાર પાડે."

ઓચિંતાનો કમલના સંબોધને એને જગાડ્યો.

"ગુલામ ભાઇઓ;" કમલનો વાણીપ્રવાહ વહેતો હતો. "તમારે ને મારે આંખના અણસારની પણ ઓળખાણ નથી છતાં તમને હું બિરાદરના નામે સંબોધુ છું. એથી જરાએ ચમકશો નહિ. સમજ્યો તે દિવસથી બિરાદરી માટે ઝંખું છું તમારી જેમ જ માત્ર સ્હેજ આગળ હું અભ્યાસ કરતો, ખાતો, ગપ્પાં મારતો ને તોફાન કરતો. અભ્યાસે તેજસ્વી મુકુંદભાઇએ કહ્યો એ તો એમની મારા પ્રત્યેની મમતા; તે દિવસે હું તેજસ્વી નહોતો, તે દિવસે તો હું મરેલો હતો, માંદલો તો હતો જ–તમારા સૌના જેવો. ઓચિંતાની લાહોર કોંગ્રેસ જોઇ. સ્વાતંત્ર્યયજ્ઞે વધેરાવાનો હુકમ સાંભળ્યો ને મારૂં રોમેરોમ બદલાઇ ગયું. એ ઝનુની છતાં પ્રતાપી સુભાષ, એ મક્કમ અને કઠોર જવાહર, એ શિષ્ય છતાં સરદાર વલ્લભભાઇ, એ અદ્ભુત અને અજેય બાપુ. એ બધાને જોઇ મારો દૃષ્ટિપથ બદલાઇ ગયો. કહે છે કે હિમાલયના શિખરોની શુભ્રતા ને મહત્તા જોઇ હંસો એનાથી ઉંચે ઉડવાના પ્રયત્ન કરતાં મરી જાય છે. મારો પ્રયત્ન પણ કદાચ એવો જ હોય; મકાનના શિખર ધ્વજે દૃષ્ટિ રાખતાં છતાં

પાયામાં જ દટાઈ મરવાનું આવવાનું હોય–તોએ મને અફસોસ નહિ થાય, એ સંપૂર્ણ સ્વાધીનતાનો ઠરાવ રટતો રટતો, એ ભવ્ય, મંગલ ને અદ્‌ભુત રાત્રિ, ન વીસરાય એવું ધ્વજવંદન ને અનેક તેજોમય મુખડાં યાદ કરતો કરતો હું દફનાઇશ. મુકંદભાઈએ કહ્યું તેમ પ્રભુ મને એ માટે બળ આપો જે બળ અનેક વર્ષોથી આપણામાંથી હરાઇ ગયું છે.” બોલતાં બોલતાં એનો કંઠ કોઇક રૂંધતું હોય તેમ લાગ્યું. વિમલ મૂઢ માફક બધું સાંભળ્યે ગયો. એણે કમલભાઇની આંખમાં એટલા બધા ભાવો જોયા કે એકેનું એ પૃથક્કરણ કરી શક્યો નહિ, એકેકને એ ઝીલી શક્યો નહિ. જાણે એ સાવ નાનો, સાવ અપાત્ર હોયને ! હૈયાનો સાગર જાણે હમણાં બંધ તોડીને વહેવા માંડશે.

“તમે મુકંદભાઇની ઓળખાણ તો શાના માગો? પણ તમારે જ એમની જોડે ઓળખાણ છે એમ નહિ માનતા. લાહોરમાં હું ગયો ત્યારે મારે ને એમને જરાયે ઓળખાણ નહિ હતી. કોંગ્રેસના સ્વાગતાધ્યક્ષની કચેરીમાં ભટકતો હતો ત્યાંથી એ પ્રેમસહ પોતાને ઉતારે ખેંચી ગયેલા, પહેલેથી છેલ્લે સુધી અતિ ઝીણવટપૂર્વક કોંગ્રેસનો ઇતિહાસ, કોંગ્રેસનું સ્થાન ને કોંગ્રેસનું ધ્યેય અનેક દૃશ્યોમાંથી તારવી તારવીને બતાવેલાં. પરિણામે હું લાહોરથી નીકળ્યો ત્યારે કટ્ટર રાષ્ટ્રવાદી થઇને નીકળેલો. દિલ્હીના ગામડામાં ભટકતો હતો ત્યાંથી પણ શોધીને એ જ અહીં ઢસડી લાવ્યા. મને લાગે છે કે મારે જ્યાં જવું છે ત્યાં પણ એ જ મને ઢસડી જશે.” મુકુંદભાઇએ ઉભા થઇને એના મોં પર હાથ મૂકી દીધો હતો.

“ક્યાં ?” કોઇક બોલ્યું.

“જેલમાં” કોઇકે જવાબ આપ્યો.

"શહાદતે" વિમલ ગણગણ્યો.

મુકુંદભાઈ ઉભા થઈને બોલતાં હતા.

"તમે મારી પાસેથી ત્યાંના અનુભવો માગો છો. પણ હું મારો અનુભવ નહિ કહું–પણ મારી સાથે આવેલા આપણા પુરુષોત્તમ વગેરે જુવાનો ત્યાં શું અનુભવે છે એ કહીશ....પર ના નાકે જકાતનું થાણું છે. પોલીસોની કતાર ત્યાં દિવસભર ઉભી હોય છે. સૈનિકો ત્યાં સંકલ્પ કરીને નીકળે કે ધરિત્રીના ક્ષીર જેવું ઉજળું લવણ હું સ્વમાન ભેર લઇ આવવાનો છું. ને રસ્તામાં લૂંટાતો, મારખાતો અહીં સુધી આવી પહોંચે, ને છેલ્લીવાર અહીં હારમાં ઉભેલા સામ્રાજ્ય રક્ષકોના હાથમાં હોમાય, કોઇવાર અણિશુદ્ધ પાછો આવે તો કોઇવાર વળી ખારી તરફ બીજીવાર દોડે. આમ જીવન અને મૃત્યુદૂતો વચ્ચે રોજ પ્રાત: કાળે યુદ્ધ ચાલ્યા કરે. આપણે ધારીએ છીએ તેટલા ભયંકર એ મૃત્યુદૂતો નથી હોતા. કોઇવાર હસવા જેટલા ચબરાક ને શરમાવા જેટલા લાગણીમય હોય છે. એમને એમની ફરજ બજાવવી ગમતી નથી–એટલા માટે નહિ કે એમને મારવા પડે છે, કેટલાય જણના જીવનને એમણે રોઇ કકળાવીને ઝૂંટવી લીધા છે, કેટલાયના જીવન એમની ગફલતીમાં ચોરી આવ્યા છે; પણ અહીં તો જીવન પડાવી લઇને એમને અમરત્વ આપી દેવું પડે છે. એટલે જીવન ઝૂંટવતા ઝૂંટવતા એ ઝંખવાઇ જાય છે. ને એ છોકરાઓ પણ કાંઇ ઓછા છે. એ તો પકડાતાં જ મૃત્યુદેવતાનો એ પાર્શ્વદો ને કહે છે "ભલે તમે એમ માનો કે જીવન અમારા કબજામાં છે પણ ભૂલી ન જતા કે મૃત્યુ પર અમારો અધિકાર છે. ને આમ રોજ ચાલ્યા કરે છે, મૃત્યુદૂતો ઝંખવાઇ જઇ કોઇવાર સંતાઇ જાય છે ને આજુબાજુની સૃષ્ટિ ગાજે છે.

## ઈન્કીલાબ ઝીન્દાબાદ

એક જ વસ્તુ અમર છે, ને એ ક્રાંતિ; પૃથ્વીથીએ સનાતન એ છે, કારણકે સર્વનું જન્મ ને મૃત્યુ આદિ ને અંત ક્રાંતિ સિવાય અસંભવિત છે; ને ક્રાંતિના મૂળમાં છે બલિદાન; જીવનમાં કોઇ સર્જન સ્વેચ્છાપૂર્વકના ત્યાગ-બલિદાન વિના સંભવતું નથી.

ઝાડ ઉગે છે એ પહેલાં બીજે આત્મવિસર્જન કરવું પડે છે, તમે રમતનું બલિદાન આપીને વિદ્યા પ્રાપ્ત કરો છો; દેશ આજે પ્રફુલ્લતામાં ગરકાવ છે કારણકે આજે બલિદાનપર્વ છે, ક્રાંતિનો પદધ્વનિ સંભળાય છે ને એની પાછળ જ સ્વરાજની સવારી આવે છે.

પણ એ બધાના મૂળમાં તો છે-પેલા નાકા આગળ પોકારાતું ...ઇન્કીલાબ ઝીન્દાબાદ.

"ત્યાં એક ગુલમોરનું ઝાડ છે—આજે તો ઠુંઠું છે-પણ-" એમણે ઘડીક આંખો મીંચી દીધી-"જ્યાં સુધી આ ભૂમિમાં એકપણ પાક વિચાર રહેશે, ત્યાં સુધી એની કથા નહિ ભૂલાય—મેં કહ્યું ને કે સર્વસર્જન માત્રનું મૂળ બલિદાન છે. ત્યાં એવું બલિદાન અપાયુ હતું. તે દિવસે ખરો બપોર હતો. પંચાસ ડગલાં ચાલીએ ત્યાં ગળે કાચકી બંધાય એવી આગ વરસતીહતી. એ ઝાડની નીચે ખાન, જહોન્સન, વિગેરે પોલીસનું ધાડીયું લઇને ઉભા હતા, એ જ જગ્યાએ થોડે દૂર તાપમાં અમે ઉભા હતા, અમારી પાછળ ગામની કેટલીયે બહેનો તાપમાં શેકાતી માથે પાણીના ઘડા લઇને ઉભી હતી; દહીં-વાળો પન્નાલાલ પોતાના દહીંના માટલાં બરફમાં ગોઠવાવીને ભાવ-ભર્યા મોંએ ખડો હતો: દોડતો—હાંફતો, એકાદ સૈનિક આવતો, એ પસાર થાય ન થાય, જોર કરે ન કરે ત્યાં એના હાથમાંથી મીઠું ઝૂંટવાઇ જતું, એના વાંસાપર એકાદ બરછટ હાથ પડતો,

એના કાનમાં એકાદ ગલીચ ગાળ પ્રવેશતી. એવા વીસ જણ આવી ગયા. નિરાશા ને થાકના ઢગલા જેવા એ વીસે જણા અમારા ને બ્હેનો વચ્ચે પડછાયામાં બેસી ગયા, બટન ઉઘાડીને પાણી ઢીંચવા માંડયા. એટલું પીધું કે પેટ તડાતૂસ થઇ ગયું, કોઇને આંટી પડી ગઇ, એ જ વખતે ચાર સુંદર નૌજવાનોની ટોળી દેખાઇ–નજીક આવ્યા, છાતીપર સ્વસ્તીક રચ્યો, પગલામાં મક્કમતા આવી, ચહેરા કડક થયા, હોઠ સખ્તાઇથી બીડાયા, આંખમાં સિંહનો મિજાજ દેખાયો, પણ પેલાઓ આ વખતે એમની પર કૂદી ન પડયા. થોડાકે આગળ વધી સાંકળ રચી એમને ઘેરી લીધા, અમલદારોએ સાંકળમાં પ્રવેશી એમની વોટરબેગ ઝૂંટવી લીધી ને કહ્યું "હવે બેસો" એ ભયંકર નુસખો હતો, પાણી વગર તરફડાવીને એમને નમાવવા હતા. જાતે બીહું છોડી દે એમ કરવું હતું. અરધોકલાક થયો, પેલા જુવાનોએ પાણીની માગણી કરી; ત્રણે અમલદારો હસ્યા. મારાથી ન રહેવાયું, અમે એક બે જણ આગળ ગયા, એમને પાણી આપવા દેવાની રજા માગી. એ હસ્યા. મારૂં અંતર જાણે કોઇકે છિન્નભિન્ન કરી નાખ્યું. જાણે એ કહેતા હતા "કેવા પગમાં આળોટો છો" હું એક પણ શબ્દ કહ્યા સિવાય પાછો ફર્યો. થોડીવારે એક અમલદારે ચારમાંના એકની આગળ બેગ ધરી, એણે સજ્જનતા ઉપર વિશ્વાસ રાખી હાથ લંબાવી લીધી, મોંએ માંડવા જાય ત્યાં પાણી ન મળે–"

વિમલ ધ્રૂજી ઉઠયો.

"અમલદારોએ મોં મરકાવ્યું ને કહે "એમાં નથી ? ઓહો ! અમને ખબર નહિ હતી–આ બીજી લ્યો" પણ એણે હવે ના પાડી. આંખમાં અપમાનના આંસુ સાથે કહે "એવું ઝેર પીવા કરતાં તરસે મરીશ" અમલદારોએ પણ પલટાઇને ચારે જણ

પાસેથી મીઠું ઝૂંટવવાનું શરૂ કર્યું. મીઠું નામ તો સાવ સાદું લાગે પણ ઓહો ! કેવાં સ્મરણો—કેવો ઇતિહાસ એની સાથે જડાયો છે. કેટકેટલું આપણને એણે શીખવ્યું છે—આપણી મહત્તા—ને દુશ્મનોની હીનતા એણે કેવી સાફ રીતે ઉઘાડી કરી છે. આપણને કેટલા મહાન કે એમને કેટલા અધઃપતિત કરી મૂકયા છે ? આપણા જુવાનો નિર્ભય થયા, આપણા જુવાનો સંગઠિત થયા, આપણા જુવાનો ખડતલ થયા આપણા જુવાનોએ સાચા અર્થમાં મુક્તિ આપનારી વિદ્યા મેળવી, ભલે આજે એવું સર્વ સાધારણ થઈ પડયું હોય, ભલે આવતીકાલે કોઈ જબ્બર કાર્યક્રમમાં કે પીછે હઠમાં એમાં સ્મરણો ઝાંખાં થઈ જવાનાં હોય, પણ જેને જોવાની દ્રષ્ટિ છે એ તો સર્વસ્થળે સર્વ મહત્તાના પ્રસંગે એ લોખંડી પક્કડ-વાળી ઠેર ઠેર ઉઝરડાયલી મુઠીને નહિ વીસરે. એ ચારે જુવાનોમાં એ દ્રષ્ટિ હતી. એમને ખબર હતી કે આ મુઠી કેવળ મુઠી જ નથી, એ તો અમારી મહત્તાનું જન્મસ્થાન છે; એટલે એમના ચહેરા તરડાઇ ગયા, આંખો બદલાઇ ગઇ, ગળું સળગી ઉઠયું પણ ચહેરાની મકકમતા ન ગઇ, ન એ મુઠી આંતરચક્ષુ આગળથી ખસી. ન ગળામાંથી ગૂંજતો જાપ બંધ થયો

## ઇન્કીલાબ—ઝીન્દાબાદ

પણ બહેનોથી ન રહેવાયું. એમણે આગળ આવીને કહ્યું "અમારા ભાઇઓને પાણી પાવા જવા દો" ને એ રકઝકનો અંત આવે તે પહેલાં તો ઝાડના થડે બાંધેલ ઘોડા છુટયા ને કાંઇ કાંઇ નિર્ણય કરે તે પહેલાં ટોળા પર છૂટયા. બહેનોનાં બેડાં નંદવાયા, પન્નાલાલનો પગ ભાંગ્યો, પુરુષોત્તમ બેભાન થયો, એમ સૌ ઘવાયા, પણ આશ્ચર્ય કારક ઘટના તો એ બની કે બીજે જ દિવસે એનાં પાંદડાં ખરી ગયાં, લીલો કુંજાર પીપળો રૂક્ષ ને નાગો બની ગયો. હજુએ

અમલદારો ત્યાં જઇને ઉભા રહે છે પણ એમને એ છાંયો નથી આપતો. અમે સહુ એની-ન્યાય બુદ્ધિ માટે ત્યાંથી નીકળીએ ત્યારે પ્રણામ કરીએ છીએ. વસ્તુતઃ તો ત્યાંનું એકે એક કણ માથે ચડાવવા જેવું પવિત્ર ને ઇતિહાસપૂર્ણ છે, કોઇક દિવસ કોઇ વીરજનેતા એના કાયરપુત્રને ગળે બાંધવાના માદળીઆમાં ભરવા એ વેળુકણો લઇ જશે. કોઇ ધર્મનિષ્ટ પુત્ર એના અન્યાયી પિતામાં ન્યાયને જગાવવા એ તરૂશ્રેષ્ઠના સુક્કાં છોડીઆંનો હોમ કરશે, કોઇ થાકયો પાકયો, હાર્યો માનવી અહીં આવીને એ પુરુષવરોની ગાથા સંભારશે ને ટટાર થઇ બોલી ઉઠશે.

## ઇન્કીલાબ-ઝીન્દાબાદ.

વિમલને ખબર ન પડી કે વ્યક્તવ્ય ક્યારે બંધ થતું હતું, વાતાવરણમાં હજી એ શબ્દો ગાજતા હતા. કેટલા શબ્દો ! એકેએક શબ્દ જામદગ્નેયના પરશુની જેમ એને અનેક ઠેકાણેથી છેદતો હતો.

એણે બોલનારને ખોળ્યો. સામેના ઓટા પર એ તટસ્થ ને અસ્પર્શ્યભાવે બેઠો હતો.

શા માટે એ આટલા અલિપ્ત રહે છે ? એને પ્રશ્ન થયો.

અમે એનાથી જુદા છીએ એટલે ?

"આજે મોડું થયું છે એટલે પ્રશ્નોતરી આવતી કાલે રાખીએ તો ?" મુકુંદભાઈ મહેમાનને પૂછતા હતા.

"આવતી કાલે સાંજના જઇશું."

"આવતી કાલે સાંજ પહેલાં આપણે મળી શકીશું ?" એમણે જુવાનોને પૂછ્યું.

"અત્યારે જ ચલાવોને, હજુ દસ નથી થયા."

"કાલ સવારે તો શાળા હશે.

"અમે સવારે મળશું." અવાજો આવ્યા.

"શાળામાં નહિ જઇએ" કોઇકે કહ્યું.

"સવારે જેને પ્રશ્નો પૂછી માહિતી મેળવવી હોય તે મારે ત્યાં ૬ વાગે આવે"

"સભા બરખાસ્ત થાય છે" હરિહરે ઉભા થઈ જાહેર કર્યું.

"ગજબ બોલ્યા" સડક પર ચાલ્યા જતા સમુહમાંથી કોઇક બોલ્યું.

"ગજબ કર્યો" વિમલે મનમાં સૂધાર્યું.

એણે પથારીમાંથી પડયા પડયા સત્યાગ્રહ છાવણીઓની કલ્પના કર્યે રાખી. આજના મહેમાન જેવા કેટલાય ભાવભર્યા ને નિશ્ચયાત્મક ચહેરાઓ ત્યાં ઘૂમતા હતા. એ કેવું જગત છે ! એને થયું. આ જગતમાંથી એના કલ્પના જગતમાં સરતો હોય તેમ પ્રકાશ લીસોટો તાણતો એક તારો ખર્યો. થોડીવારે બીજો પણ. એણે જોયું કે એ જગત પ્રકાશવંત બન્યે જતું હતું ને સ્પપ્નમાં તો એણે એમને એમ આભામંડળ ખાલી થઇ જતું જોયું. અગણિત તારકગણો ઉતાવળે ઉતાવળે એ તરફ ધસ્યે જતા હતા. થોડીવારે તારાવગરના ખાલી કાળા લાગતા આકાશ ને પ્રાણ વગરની ભૂખરી લાગતી પૃથ્વી વચ્ચે પોતે એકલો ઉભો હતો. એ નિશ્ચેતન અનંત વચ્ચે પોતે એકલો ઉભો હતો. આંખો ફાડી ફાડીને એણે રસ્તો શોધવા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ. આકાશ તારા વગરનું હતું. પૃથ્વી પ્રકાશ વગરની હતી, અંધારા ઊમટતાં હતાં. એને ગભરામણ થઇ, પરસેવે રેબઝેબ થઇ ગયેલો એ જાગી ઉઠયો. સામે શુક્ર હાસ્ય સુધા વેરતો હતો. પ્રભાત ઊઘડતું હતુ.

૪

વિમલ જ્યારે મુકુંદભાઈને ત્યાં ગયો ત્યારે ઓરડો ચિકાર ભરાઈ ગયો હતો. બન્ને મહેમાનો વચ્ચે બેઠા હતા; ને વિદ્યાર્થીઓએ એમને ચારે બાજુથી ઘેરી લીધા હતા.

પેલો ઓડીઆવાળો જુવાન સૌના સામું જોઈ હસતો હતો. મુકુંદભાઈ ગંભીર ચિંતનમાં ડૂબ્યા હતા. એની આંખો અરધી મીંચેલી હતી. જાણે અહીં આજુબાજુનું કાંઈક જોતા નહોય પણ દૂરના પ્રદેશ પર નજર મંડાઈ હોયને !

વિમલ એક ખૂણામાં સંકોડાઈને બેઠો, આવેલા સૌના મોં પર એક નજર નાખી. હરિહર સામેને છેડે બેઠો હતો. મોટે ભાગે છઠ્ઠા સાતમાના વિદ્યાર્થીઓ હતા.

"તમારે કોઈને કાંઈ પૂછવું હોય એમ લાગતું નથી" મુકુંદભાઈ કહેતા હતા. કોઈ કાંઈ બોલ્યું નહિ.

"કાંઈ પૂછવું નહોય તો શાળામાં જાઓ' એમણે ફરીથી કહ્યું. બધા ચૂપ રહ્યા.

"તમારામાં કેટલા જણ લડતમાં પડવા તૈયાર છે ?" કમલે પૂછ્યું.

દસ તો પહેલી વખતે ગયા છે. આ વખતે કોઈક આવશે."

"કોઈક પર શા માટે એ નાખો છો ? તમે પોતે કેમ આવવા તૈયાર નથી ?" એણે હસીને સામે પૂછ્યું.

"બા-બાપા આવવા ન દે."

"બા-બાપાને સમજાવી લેવાં."

"ને ન સમજે તો ?" વિમલે પૂછ્યું

"તો એનો નિકાલ બીજો માણસ ન આપી શકે. એ પોતે જ એનો યોગ્ય નિકાલ લાવવાનો; તમે આવવા માગો છો ?" એણે પૂછ્યું. વિમલે જોયું કે બધા એની તરફ તાકી રહ્યા હતા.

"આવવાનું તો ઘણુંએ મન છે-પણ-"

"અમારામાં તાકાત ક્યાં છે ?" હરિહરે વાક્ય પૂરું કર્યું.

"આવી નમાલી વાતો જ કરવી છે કે બીજું કાંઇ કરવું છે ?" કમલે પૂછ્યું.

"એ નમાલી વાતો નથી. એમના હાડનો રોગ છે" મુકુંદભાઇએ ધીમેથી કહ્યું.

"ત્યાં કેટલી ઉમ્મરનાથી આવી શકાય ?" વિમલે પૂછ્યું.

"ઉમ્મર ગૌણ વસ્તુ છે. મહત્વની વસ્તુ તો તાલાવેલી છે."

અમારે કહેવાનું હતું એ ગઇકાલે કહી દીધું છે કે આ શુભ ચોઘડીઉં છે. અત્યારે જે રહી જશે એ રહી જશે. વિચાર તો કરો કે આપણાં એ ભાગ્ય ક્યાંથી કે આપણી આંખો સમક્ષ આપણે સ્વાધીનતાનો સંગ્રામ ખેલાતો દેખીએ ! આપણે એ સમજવા જેટલા ભણેલા હોઇએ, એમાં હોમાવા જેવડી વયના હોઇએ, એ બધો સુયોગ ક્યાંથી ? તમે સૌ માનો કે ન માનો બાકી આપણે તો માનીએ છીએ કે આવો પૂનીત પ્રસંગ ફરી આ જિંદગીમાં પાસ થવાનો નથી.

સ્વાધીનતાના સંગ્રામ તો ઘણાએ લડીશું, આ દેહનો મંકોડે મંકોડો એમાં જ જર્જરિત થઇ તૂટી જશે, પણ બાપુની સરદારી

ફરી ક્યાં મળવાની હતી? એમને માટે તો આ આખરી ફેંસલો છે, જુગારીનો છેલ્લો દાવ છે, ભવિષ્યમાં લડવાનું મળશે પણ જગતના એ સાધુવરના વાવટા નીચે નહિ; આજની પવિત્ર હવા તે દિવસે નહિ હોય, અમસ્તા લાખો નરનારીઓ ઘરબાર છોડી એની પાછળ ધસે છે? અમસ્તા શું અજ્ઞાન ગામડીઆ અધરાત મધરાત એના માટે વગડો શણગારવામાં ગાળે છે? અમસ્તા શું નગરયુવાનો એની યાત્રાની ધૂળ માથે ચડાવે છે? અમસ્તા, અમસ્તા શું એ અભણ મુખી–મતદારો પોતાનું જીવનસર્વસ્વ, એ નોકરી, એ અજોડ પુરુષવરને ચરણે ધરે છે? ના, ના. કોઇ એમ અમસ્તા નથી કરતા. એ બધા આજે એની દૈવી વાણી સાંભળવા તલખે છે ને સાંભળી સાંભળીને નગરચૌટે કે નિર્જન વને જયાં હોય ત્યાં પોકારે છે કે એના મહાકાર્યનું રજકણ બનવું એ જીવનના બધા જ વૈભવો કરતાં વધારે મોટો વૈભવ છે" એ મૂંગો રહી સાંભળનારાઓ તરફ જોવા લાગ્યો.

"પણ અમારા અભ્યાસનું શું?" કોઇક બોલ્યું.

"ના, ભાઇ ના. તમે તમારે અભ્યાસ કર્યા કરો. કોઇ તમારી અભ્યાસની શાંતિમાં દખલ નહિ કરે." મુકુંદભાઇએ કડવાશથી કહ્યું. "જાઓ તમ તમારે અભ્યાસ કર્યા કરો, સુખેથી ભણ્યા કરજો કે પ્રતાપસિંહ બહાદુર ખરો પણ થોડો મુરખ કે નાહકના અકબર જેવા બાદશાહ સામે બાથ ભીડી. નાનાફડનવીસ મુત્સદી ખરો પણ અંગ્રેજોને પક્ષમાં ન લીધા એટલો કાચો. સિરાજુદાલા તો મોટો મુરખ કે અંગ્રેજો જોડે શાંતિ ન જાળવી; મીરકાસીમ તો પક્ષપાતી કે એણે પોતાની પ્રજાને પરદેશી અંગ્રેજો જેટલા જ અધિકાર આપ્યા. નાનાસાહેબ ને તાત્યાટોપી તો મહાખૂનીઓ કે એમણે ૧૮૫૭નો બળવો સળગાવી અનેકને હોમાવ્યાં, મહારાણી લક્ષ્મીબાઇ

તો સાવ પગલી કે વીશ વર્ષની ફૂટતી જુવાનીએ એણે અખંડ તપતા બ્રિટિશ સામ્રાજ્ય સામે પોતાનો હક્ક સાચો હોવાની હઠ પકડી. ભણ્યા કરજો તમ તમારે કે મહાસભા તાકાત વગરની, ગાંધી વ્યવહારશૂન્ય ને ક્રાંતિકારીઓ ગાંડા. લોર્ડ રિડીંગ બહુ ભલો, બહુ સજ્જન. પાંચમો જ્યોર્જ બહુ ન્યાયી, બહુ સહાનુભૂતિવાળો, અંગ્રેજો માત્ર બહુ ચકોર, બહુ પ્રતાપી છતાં બહુ દયાળુ ને બહુ સ્નેહાળ, હિંદપ્રત્યે તો ખાસ અમીનજરવાળા, એમના હિત માટે જ અહોનીશ કાયદો ને વ્યવસ્થા જાળવનારા, આપણા સૌના રક્ષક, આપણા સૌના પોષક, આપણા સૌનો છાંયો. ભણ્યા કરજો કે હિંદુઓ એટલા બીકણ, ને મુસલમાન એટલા મારકણા, ભણ્યા કરજો કે હિંદુસ્તાનનો ઇતિહાસ એટલે દગાફટકા, હાર ને નામોશી, બ્રિટિશ હિંદુસ્તાનનો ઇતિહાસ એટલે ન્યાય ને સુલેહનું પુનઃસંસ્થાપન, ભણ્યા કરજો જ્યાં સુધી એકેએક રગમાં ઝેર ચઢી જાય, ફરી ઊતરે જ નહિ એવું પાકું ઝેર ચઢી જાય ત્યાંસુધી ભણ્યા કરજો. 'આપણી ભૂમી' ને ઠેકાણે India વાપરતા થાઓ ત્યાંસુધી ભણ્યા કરજો, આપણા પગ પાસે વહે જતી ગંગા યમુનાના પાણી પીવાને બદલે રહાઇન ને ટેમ્સ નદીના પાણીની યશગાથા ગાવા માંડો, આપણા ગામડા ખેડૂત ને બદલે તમારું મોં રાલીબ્રધર્સની પેઢી તરફ વળવા માંડે, ગાંધી અને જવાહરને બદલે વેલીંગટન કે ક્રોમવેલના નામો તમારી જીભે અનાયાસે ચડી જાય, ને ભારતીય તરીકેની રજ માત્ર નિશાની તમારા અંગ પર ન રહે ત્યાં સુધી ભણ્યા કરજો, ખુશામત અને સ્વાર્થમાંથી ઉંચા ન આવો ત્યાંસુધી ભણ્યા કરજો, ભણજો ખૂબ ભણજો સૌ અજ્ઞાન જનોને લઇને ઉંડે ડૂબવા માટે, અમારા સૌના પર અનેક ગણો બોજો લાદી ગૂંગળાવવા માટે, બાપુની સત્યભાષી જીભને વાઢી નાખવા માટે—ભણજો. ખૂબ ભણજો પણ તમને વિનવું છું, આંખમાં આંસુ ને અંતરમાં આગ સાથે

વિનવું છું કે ફરીથી સ્હેજ વહેલા બોલજો કે, 'એ ગાંધી, તું અમારાપર મદાર ન બાંધિજે, સંપૂર્ણ સ્વાધીનતાનો ઠરાવ નહિ વાચજે, અમે તો ભણવાના છીએ, તને ને તારા જેવા સૌને હસી કાઢીએ ત્યાં સુધી ભણવાના છીએ. અમારી આશાએ સંગ્રામ નહિ ઉપાડતો' પેશાવરીઓને સ્હેજ વહેલા કહી દેજો 'અરે બેવકૂફો, અમારી આશાએ છાતી પર ગોળીઓ નહિ ઝીલતા અમે તો હજુ ભણવાના છીએ, તમને બધાને કેમ ભૂલી જવા એ; યતીન્દ્રનાથને વહેલા કહી દેજો કે 'અરે પાગલ હજુ વેળા નથી આવી. અત્યારે ખાઇલે કે ભવિષ્યમાં અમારી જેમ ભણી શકે કે પેટ પહેલું ને પછી બીજું બધું.' તમે શું કામ ફરજો છો? કહી દો ને કે ચાલ્યા જાઓ કમલભાઈ, ચાલ્યા જાઓ મુકુંદભાઈ હમણાં અમને ભણવા આડે નવરાશ નથી, તમે બાવા બન્યા એટલે શું અમનેય બાવા બનાવવા છે? હા તમારે ન આવવું હોય તો તમારૂં ભણતર અખંડ તપો. તમે ચિરઃનિદ્રા, ચિરઃજડતા ને ચિરઃશૃખલામાં જકડાયલા રહો એવા મારા આશિર્વાદ છે. બાકી અમે તો તમને બાવા થવાનું કહેવા આવ્યા છીએ જે બાવાઓના રૂધિરે યરૂસલેમની ભૂમિનો કણેકણ પાક બનાવ્યો છે, જે બાવાઓએ આલ્પસના શિખરો પર ને રોમના કેપીટોલમાં રૂધીર છાંટીને અમરનાદે ગાયું છે કે All that take the sword shell perished with sword. જે બાવાઓ શરણત્રયીનો જાપ જપતાં પોણા જગત પર ઘૂમી વળ્યા છે, જેમના મંત્રે ઘોર અંધારા હતાં ત્યાં અજવાળાં પાથર્યાં છે, જેમની જીવનપગથીએ આજે પણ કૈંક શ્રેયસાધકો ચાલ્યા જાય છે, જેમણે મહા-પ્રતાપી નૃપતિઓને ડાર્યા છે ને મહાપતિત પ્રજા-જનોને સંસ્કાર્યા છે એ બાવાઓ થવાનું અમે કહીએ છીએ.

તમારી પાસે બેઉ રાહ છે. અમારા તો બન્ને રાહના પથિકોને આશિર્વાદ છે, કાંતો ભારતવર્ષ સાવ અલોપ થઈ જવાનો છે ને કાંતો અલોકીક થવાનો છે. અમે એ સાવ નામશેષ થઇ જાય એ ઇચ્છીએ છીએ પણ એ પ્રફુલ્લવદના માને આજની નિંદ્ય સ્થિતિમાં જોવા નથી માગતા. ભલે એ સર્વથા લુપ્તપ્રાયઃ થાય. તમને ઠીક લાગે તે સ્વીકારો તટસ્થ ને આશિર્વાદ નથી.”

એ તરત જ ઊઠીને બહાર ચાલ્યા ગયા, બધા એની રોષમય આંખ ને વ્યથિત ચહેરા સામે જોઈ રહ્યા.

‘પણ અમે શું કરીએ ?’ કોઇક બોલ્યું

‘મૂંગા રહો’ એક જણે જવાબ આપ્યો.

વિમલ ઘેનમાં હોય તેમ બારણા તરફ ચાલ્યો સૌ એ જોઇ રહ્યા.

ખડકીના બારણા વચ્ચે જ મુકુંદભાઇ ઉભા હતા. વિમલ એની પાછળ જઇને ઉભો રહ્યો, પેરણની ચાળ પકડીને ખેંચી. ‘જરા ફરવા ચાલશો ?’ એણે નમ્ર અવાજે કહ્યું.

‘કઇ તરફ જઇશું ?’

‘નદી તરફ જઇએ’

બન્ને જણા મૂંગા મૂંગા નદીનો આરો ઉતરતા હતા.

‘તમે શું જોયું ?’ બિંદુભાઇએ પૂછ્યું.

‘કયાં ?’

‘બજારમાં’

'કાંઇ નહિ, લોકોના ટોળાં જ માત્ર'

'મને થાય છે' એ સ્હેજ અટકયા. 'કે અત્યારે કોઈ અમેરીકન કે ઇંગ્લીશ ખબરપત્રી અહીં આવ્યો હોય તો કેવું સુંદર ઠઠ્ઠાચિત્ર દોરી જાય ! તમને કલ્પના આવે છે ?'

વિમલ મૂંગો રહ્યો.

'એ કહેશે હું તો કયાંયે લડાઈનું નામનિશાન જોતો નથી, હિંદુસ્તાન કયાં લડે છે એ જ સમજાતું નથી, બધો જ વ્યવહાર એમને એમ નિત્યની જેમ ચાલ્યા કરે છે, ગાડી, ઘોડા, ટ્રામ, આદમી, સૌ ગઇ કાલની માફક જ આજે વર્તે છે. કોઇને આજ કાંઇક જુદી છે એમ લાગતું નથી. સંપૂર્ણ સ્વાધીનતાનો ઠરાવ હિંદુસ્તાનમાં નહિ થયો હોય તિબેટમાં થયો હશે. અહીં તો પરદેશી કાપડ છૂટથી વેચાય છે, આઇસક્રીમ છૂટથી ખવાય છે. લડાઇનો તો કોઇનાં મગજમાં ખ્યાલ નથી, દેશ યુદ્ધની અણી ઉપર છે એવું કોઇના દિલમાં નથી, આપણે ખાલી ગભરાઇ મરીએ છીએ, અહીં તો કોઇને સ્વાધીનતા કે પરાધીનતા શેનીએ પડી નથી, કોઇ ઇન્કીલાબ ઝીંદાબાદ પોકારતું નથી, સૌ ઉચ્ચારે છે અમારૂં ભણતર ઝીંદાબાદ, અમારૂં પેટ ઝીંદાબાદ. હું જો અમેરીકન ખબરપત્રી હોઉં તો જરૂર આમ લખું. કૂચના રસ્તામાં આવતા બે ચાર ગામો જોઇ છેતરાઇ ન જાઉં.'

"અહીં પણ મળીએ જ છીએને ?" નદીનો પહોળો પટ વીંધતાં વિમલે કહ્યું

"મળીએ છીએ આપણી લાચારી ગાવા, આપણી નાલાયકીનું પ્રદર્શન કરવા, આના કરતાં ન મળ્યા હોત તો કાંઇ વાંધો ન આવત, આમે આવવાના હોત તે તો આવત જ. આ

કંગાલ દૃશ્ય જોવા કરતાં કોઇ મારી આંખો ફોડી નાખે તો હું વધારે પસંદ કરૂં. અનેક દેશના સ્વાતંત્ર્યયુદ્ધના ઇતિહાસ વાંચને મને ગાંડો કરી મૂક્યો છે. હું તો ત્યારે જ માનું કે હિંદુસ્તાન લડે છે કે જ્યારે હિંદુસ્તાનની સીમ ને શેરીઓ ઉજ્જડ હોય એમાં આપણા શબ સિવાય કાંઇ ન રઝળતું હોય. આપણે સૌ સતાઇ ગયા હોઈએ, અનેક ખૂણેથી શતધા સ્વરૂપે તૂટી પડવા. બાળકો માભૂમિના ગીત ગાતાં હોય, માતાઓ સૌની માને માટે મહામૂલા માતૃહૈયાની સ્નેહસરવાંણીને મૂકી નાખતી હોય, પિતાઓ પિતૃદેશને ચરણે એમના રાંકના રતન જેવા પુત્રોને ધરતા હોય ને યુવાનો સદાય અમરત્વે ઉભરાતા રાષ્ટ્રપ્રાણના વિરાટ સ્વરૂપમાં ભળી જતા હોય—ન્યોચ્છાવરી ને બેપરવાહી એ જ્વલંત ને ભીષણ ભારતવર્ષના બિંદુએ બિંદુમાં ધબકતી હોય ત્યારે ત્યારે, હું માનું છું કે આપણે લડીએ છીએ.

બન્ને જણા ઘણા વખતસુધી ચૂપ રહ્યા. ઓચિંતા મુકુંદભાઈએ પૂછ્યું "આપણે શું વાતો કરવા આવ્યા હતા ?"

"હું તમારી સાથે આવવા માગું છું, એ કહેવા" એણે પ્રત્યેક શબ્દ છૂટો પાડતાં કહ્યું

"ખરેખર ? વિચાર કરીને ?"

"હા."

"તો મારી સઘળી શુભેચ્છાઓ તારા પર છે જ"

"આવ અહીં બેસીએ" એણે કહ્યું ને બન્ને જણા એક શિલા પર નીચે ખળખળ વહેતા પાણીમાં પગ બોળીને બેઠા.

બન્ને જણા મૂંગા હતા.

"ચાલો આપણે પ્રાર્થના કરીએ, મને ખબર નથી કે આપણું સાનું શું થવાનું છે એટલે જેને સઘળી ખબર છે એની પાસે આપણી જાતને મૂકી દઈએ."

એણે હાથ પગ મોં ધોયા, સ્વચ્છ વહેતા જળમાંથી અંજલી ભરી એ સૂર્ય તરફ ફર્યા

"લોકસંગ્રહાર્થે જીવનમાં નદી ને તમે અમારા આદર્શ છો. તમે નિરંતર પ્રવાસી છો."

"તમે સદાયે અનિદ્ર ને પવિત્ર છો. અમે પણ ઊંઘતા રાષ્ટ્રના અનિદ્ર ને પવિત્ર પહેરેગીર બનીએ.

"આ હાથમાં જેવું વિશુદ્ધ ને મીઠું જલ છે એવું વિશુદ્ધ ને મીઠું જીવન અમારું હો."

"આ પ્રવાહ જેમ અનેક પહાડો ચીરતો સતત વહે જાય છે તેમ સમસ્ત આપત્તિવાદળને ચીરી અમારો જીવનપ્રવાહ વહ્યા જ કરે."

"આ સલીલસ્રોત જેમ સહુનો મેલ હૈયામાં સમાવતો જાય છે તેમ સહુના કુડ ને દ્વેષો અમે અમારામાં સમાવી દઈએ."

"જેમ પ્રવાહ છતે નીચેની કોઈ શિલાઓ ઉઘાડી પડતી નથી તેમ," એ અટકયા. "બીજાની ભૂલો અમારા જીવનપ્રવાહના સૂકાયા પહેલાં બહાર ન પડે."

"તમે અને નદી જેમ એકબીજાથી સંકળાયલા છો તેમ જ અમે સૌ સંકળાયલા રહીએ, આથીએ અનેકગણું અંતર ભવોભવનું કે યુગેયુગનું અમને છૂટા ન પાડી શકે."

એણે હાથ જોડ્યા ને વિમલ સામે જોયું એ ધ્યાનસ્થ બેઠો હતો.

એમણે ધીમેથી વિમલને હાથ લગાડ્યો ને કહ્યું "રાતે મારે ત્યાં આવજે'

* * *

ઘેર ગયો ત્યારે હરિહર એની વાટ જોઈને બેઠો હતો. વનિતા બ્હેની સુવારી પાણી ભરવા ગઈ હતી.

"મેં તો નક્કી કરી લીધું" હરિહરે કહ્યું. એ જાણે તંદ્રામાં બોલતો હતો.

"શું?"

"લડતમાં જવાનું?"

"સાચે જ"

"હા"

"મેં પણ"

"સાચે જ"

"હા"

"આપણે સાથે જ જવાનું." હરિહરે હર્ષથી કહ્યું.

"હા"

"મઝા આવશે" એણે વિમલનો હાથ ઝાલીને કહ્યું.

"પણ કાકી હા પાડશે?" હરિહરના મોં પરનો ઉલ્લાસ ઊડી ગયો. એણે ધીરેથી કહ્યું.

"ઇશ્વર મદદ નહિ કરે?"

## થાપણ

## (૪)

રાત્રે વિમલ મુકુંદભાઇના ઓરડામાં દાખલ થયો ત્યારે જોયું તો ઓરડાની વચ્ચે એક શગડી બળતી હતી. મુકુંદભાઈ એમાં એક પછી એક કાગળના કકડા કરી હોમ્યે જતા હતા. લાલ ત્રાંબા જેવા એમના મોં પર નજર પડતાં વિમલ ચોંકયો. ગઇ-કાલનું પ્રશાંત મોં અલોપ થઇ ગયું હતું. એના બદલે ચહેરા પર અસીમ વેદના પથરાઇ હતી; એમણે વિમલને હાથવતી બેસવાનું સૂચવ્યું ને પાસે પડેલ કાગળનો થોકડો અગ્નિમાં હોમ્યો.

'મેં તમને એક સોંપણ કરવા બોલાવ્યા છે' એણે ધીરે રહીને વાત શરૂ કરી.

વિમલે આતુરતાથી કહ્યું "કહો"

"હું આવતી કાલે અહીં નહિ હોઉં. જીવનમાં પ્રત્યેક જીવ થોડીક થાપણ લઇને આવે છે, ને એ થાપણ એના સાચા માલિકને ભળાવ્યા પહેલાં એની ગતિ થતી નથી. મારે એવી એક થાપણ આપી જવાની છે પણ મારી પાસે હવે એટલો સમય રહ્યો નથી કે એને ખોળી કાઢીને આપી શકું. તમે એ કરશો ?

વિમલ મુંગો રહ્યો. એ સમજ્યો નહિ કે મુકુંદભાઈ શું કહેતા હતા. કંઈક અસામાન્ય ઘટના અવશ્ય બની હતી ને એ અંધારઘટનામાં એને ઊતરવાનું આમંત્રણ મળતું હતું, એ સહેજ અચકાયો.

"થશે ?"

"કહો." વિમલે કહ્યું.

મુકુંદભાઈ ઊઠ્યા, કબાટમાંથી એક બંડલ લાવી હાથમાં મૂક્યું.

"આ વાંચ્યા પછી એના સાચા અધિકારીને એ આપી દેજો."

"એ ક્યાં છે એની ખબર નથી ?" વિમલે પૂછ્યું.

"ક્યાં છે એ ખબર છે, પણ કોણ છે એ ખબર નથી. તમે અખાડામાં આવનાર કિશોરોની વચ્ચે છે–તમે એ વાંચીને નક્કી કરજો, વ્યાયામમંદિરને મારી આ ભેટ સમજજો.

"પણ તમે ક્યાં જવાના છો ?"

"એ કાલે કહીશ, સવારે આવજો." એ ફિક્કું હસ્યા ને વિમલને અગાસી તરફ દોર્યો.

"નીચે, તમે આવ્યા ત્યારે કોઈ બેઠું હતું ?"

"હા, કોઈક ચોકીદાર જેવો લાગ્યો, કંઈ છે ?"

"કાલે સમજાશે, તું દરવાજેથી નહિ જતો અગાશીમાંથી નીચે ઊતરી ચાલ્યો જજે ને આ બંડલ ક્યાંક એવે ઠેકાણે સંતાડી દેજે કે કોઈને હાથ ન લાગે, સમજ્યોને વિમલ ?" વિમલ આંખ ફાડીને જોઈ રહ્યો, મુકુંદભાઈ સહેજ હસ્યાને કહ્યું.

"તને આશ્ચર્ય થાય છે ખરૂં ? સવારે અહીં આવજે તને કારણ કહીશ, ઠીક જા"

વિમલે નીચે જોયું તો દોરડાની નીસરણી બાંધી રાખી હતી, એ ઉતરવા જતો હતો ત્યાં મુકુંદભાઇએ કહ્યું:

"ઉભો રહે" ને એને માથે જમણો હાથ મૂકીને સ્નેહભર્યા કંઠે કહ્યું "જગતનિયંતા તારૂં રક્ષણ કરો, ને તું કોઇ દિવસ ન ભૂલે કે જીવનમાં કાંઇ જ અસહ્ય નથી" પછી ધીમેથી કહ્યું "જા"

વિમલ ચૂપચાપ નીચે ઉતરી ગયો.

* * *

બીજે દિવસે એ ને હરિહર મુકુંદભાઇના ઘરે ગયા ને જોઇને દિગ્મૂઢ થઇ ગયા.

મુકુંદભાઇ પલંગ પર આસમાની ચાદર ઓઢીને સૂતા હતા, પથારી પર અહીં તહીં ફૂલ વેરાયાં હતાં, એમણે બે ત્રણ વાર બોલાવ્યા ને ન જાગ્યા ત્યારે ચાદર ખસેડી લીધી; જાણે હમણાં જ નાહીધોઇને ઘડીક આરામ લેવા સૂતા હોય તેમ એ ચિરનિદ્રામાં સૂતા હતા, એમના વાળ ઓળેલા હતા, પિત્તવર્ણા ચહેરા પર મંદમંદ હાસ્ય પથરાયું હતું. જાણે ઊંઘમાં કોઇકની મજાક કરતા હોય ને ?

એમની એક પડખે ગીતા હતી, અંદર એક કવર ભરાવ્યું હતું. ટેબલ પર બત્તી હજુ બળતી હતી; એના પર થોડાક કાગળો પડયા હતા."

હરિહરે કવર લીધું. ઉપર લખ્યું હતું:

"મને લેવા આવનાર પોલીસ અફસરને" ચિઠ્ઠીમાં હતું.

"તમે શોધો છો તે જ વિદ્યુત હું છું; પણ હું તમારા હાથે રીબાવા માગતો નથી. આંદામાનના નરકમાં ફરી જવા હું રાજી નથી. મને તો મારી માની સેવા કરવાની હોંશ છે. હું હિંદુ છું એટલે એ શ્રદ્ધાથી મરૂં છું કે બીજી જ ક્ષણે હું આ જનનીની સેવા કરવા આ લાંબા પહોળા દેશના એકાદ ખૂણે જન્મી ચૂકયો હોઇશ. મારી મજલમાં તમે રોકી પાડો એ મને પોસાય તેમ નથી; હા, મારા આ ફૂટેલ કાચના શીશા જેવા બે કોડીના દેહને તમે રોકી શકશો, પણ તેમાં હું નહિ હોઉં."

નીચે ટાંક મારી હતી.

"મેં ઝેર પીધું છે."

બેઉ જણા સ્તબ્ધ બની જોઇ રહ્યા. ટેબલ પર વિખરાયલા કાગળો વાંચ્યા. અંદર લખ્યું હતું.

"ઇશ્વર મારે કાંઇ નથી જોતું, તારા સ્વર્ગ અને તારા મોક્ષને બીજા અગણિત જીવોની વચ્ચે વહેંચી આપજે."

"દયાધન, હું તો માગું છું ફરી ફરીને જ્યાં સુધી આ પૃથ્વી પર તારા જેવા સર્વ વ્યાપી પ્રેમનો મહિમા ન ફેલાય ત્યાં સુધી જન્મ ને જન્મ."

"જ્ઞાનીઓ ભલે ને આને માયા કહે, પણ આ માયા પણ મને મુબારક છે, એ તો મારી ચિરસંગિની છે, જેના સાથમાં તો તારા આ વિરાટ સ્વરૂપને પિછાનવા મહાયાત્રા આરંભી છે.

"માયા–મમતા, હા, હા હું મમતા માગું છું. ભૂતલવાસી મારા કોટી કોટી બાંધવો પ્રત્યે મમતા માગું છું, એ સ્નેહને સૂકવીને મારે તારૂં જ્ઞાન, ને તારો મોક્ષ નથી ખપતાં.

"એટલે આસુતોષ મારે તો જોઈએ છે જન્મ. કોઈક સુભાગી માતાના પેટે જન્મ."

બન્ને જણાએ કોઈકથી દોરાતા હોય તેમ જઈને એના પગે માથું મૂક્યું. બંનેના આંસુથી મુકુંદભાઈના પગ ધોવાતા હતા, પાંગેત ભીંજાતું હતું, વિમલ ને હરિહરને લાગ્યું કે જાણે હમણે એ ઉઠીને આશિર્વાદ દેશે પણ એ તો એના અનિર્વચનીય હાસ્ય સાથે નિરાંતે સૂતા હતા. એના પગે માથું ધરી દે તો પણ જાણે એણે નહિ ઉઠવાની પ્રતિજ્ઞા લીધી હતી.

* * *

બન્ને જણા શેરીનો ખૂણો વળ્યા ત્યારે પોલીસોની ટુકડી સામેથી આવતી હતી.

## બાપ-દીકરો

### (૫)

"હું અહીં જ રહી જાઉં છું" રણોલી જતા વિમલને સહેજ ઉભો રાખી હરિહરે કહ્યું.

"તું તારે પાછો જાને, હું કાલે અગર પરમ દિવસે આવીશ"

હરિહરે જોયું કે વિમલ સમજ્યો નહોતો.

"હું એમ કહું છું કે હું લડતમાં નહિ આવું"

"બસ થાકી ગયો ?"

હરિહર મૂંગો રહ્યો.

"આપણું આજ દુઃખ છે. આરંભે-શૂરા' વિમલે પગ પછાડ્યા.

"વિમલ, તને એકલાને જ દેશદાઝ હશે ?"

"આજ દેશદાઝની વાત કર્યે દેશ સ્વતંત્ર નથી થઇ જવાનો, નહિતર તો કહેત કે સૌમાં દેશદાઝ છે" વિમલે બેપરવાહીથી ફેંક્યું. એને થયું કે ભલે હરિહરને ખોટું લાગે. "શા માટે પહેલેથી નામ આપી ફરી જાય છે ?"

"તું જાય છે એ હું જ જાણું છું ને !" આખરે હરિહરને મહામહેનતે જવાબ સૂઝ્યો.

'ના, હું ને તું જુદા છીએ-કારણ કે અનાજ તો આપણે બે માણસ જેટલું જ ખાઇએ છીએ."

"સારૂ" કહી હરિહર પાછો ફર્યો.

"જો, ભલો થઈ બેનને જઇને વાત ન કરતો" વિમલે બૂમ મારી.

હરિહર પાછો ફર્યો ને વિમલ સામે આંખ નોંધી કહ્યું.

"હું નબળો છું, વાતોડીઓ છું, મૂરખો છું પણ અદેખો નથી એ તને ખબર છે? શા માટે આમ બોલ્યો?"

વિમલ એના તરડાઈ જતા ચહેરા સામે જોઈ રહ્યો. બન્નેના વર્ષોના સંબંધમાં વિમલને ભાગે રીસાવાનું ને ચીડાવાનું ઘણીવાર આવ્યું હતું પણ આ પહેલો જ પ્રસંગ હતો જ્યારે હરિહર ગુસ્સે થયો હતો. એ ઘણીવાર કહેતો.

" ગુસ્સે થવા જેવું હોય છે શું ? " પણ વિમલ આજે એ ભૂલી ગયો હતો. એણે ફેંક્યું.

" તું અદેખો છે એ મારી કલ્પનામાં પણ નહોતું. તું જ એ સૂજાડે છે. પણ મૂરખ છે એ મને ખબર છે એટલે જ યાદ આપ્યું. મૂરખાઈ કરીને પાછો વાનતાબેનને હું જવાનો છું એ ખબર આપતો નહિ."

"સારૂ" કહી હરિહર ઉતાવળે પગે ચાલ્યો ગયો.

વિમલ રણોલી તરફ વળ્યો. એના વિચારો પણ શાળા ને મિત્રો તરફથી સંગ્રામ ને યુદ્ધ તરફ વળ્યા. આખા રસ્તે એણે યુદ્ધક્ષેત્ર ને યોદ્ધાઓ વિષે વિચારો કર્યે રાખ્યા. એ મીઠાની લૂંટ, એ પોલીસોની કતાર, એ છાવણી, એ સભા-સરઘસો. કેવું હશે

એ બધું ! એણે કલ્પનામાં વિજયસંગીત ગાતો સાગર,—શુભ્ર ચાંદની જેવું પથરાયલું લવણ ને હોંશેહોંશે મસ્તીગીતો લલકારતા સૈનિકો જોયા. એ બધા મીઠાથી ખીસ્સા ભરતા હતા.

"શા માટે ખીસ્સામાં ભરે છે ?" એણે મનને પૂછ્યું. "હૃદય ચીરીને અંદર સંતાડી દે તો !"

વળી એણે હથિયાર નમાવી, વિખરાઈ જતી પોલીસ કતારો ને શરમાઈ જઈ હાથ મિલાવતા પોલીસ અફસરો જોયા.

પોતે ક્યાં હતો ? એણે આંખો ચોળી ચોળીને જોયું તો એ ડુંગરાની ગાળી વચ્ચે ચાલ્યો જતો હતો. ઉંચી ઉંચી શિલાઓ ઉપર બકરાં ઠેકતાં હતાં. તળેટીમાં બાવળને છાંયે એક ભરવાડ નાડી ગૂંથતો હતો.

"આના ઉપર કિલ્લા બાંધી શકાય ?" એણે ડુંગરા ઉપર નજર નાંખી. મોટી મોટી શિલાઓ, સીધું કરાડ ચઢાણ, ગોરડના ઝુંડની ઝાડી, એને લાગ્યું કે "અહીં સંતાઈ રહેવું ફાવે ખરું." કિલ્લાઓ કેવી રીતે ઉપયોગી થઈ પડે એ એણે વિચારવા માંડ્યું.

એને તરસ લાગી હતી. પેલા ભરવાડને પૂછ્યું.

"આંહી ક્યાં પાણી મળશે ?"

"ના રે ભાઈ, રણોલીના પાદરમાં સાતલ્લી વહી જાય છે. આટલામાં ક્યાંક પાણી ન મળે."

"ઓ હો ! ત્યારે પાણી વગર બધું નકામું." એણે યોજનાનો નકશો વીંટી દીધો.

એને થયું કે એની બા ઘેર ન હતાં એટલું એનું કામ સરલ

હતું. કનૈયો પણ એમની સાથે મામાને ઘેર ગયો હતો; એ પણ ઠીક જ થયું હતું નહિતો એના પેટમાં વાત ટકત ખરી ?

પછી તો ઓચિંતાના એના મગજમાં એક પછી એક સૌ ખડા થવા લાગ્યા, હારબંધ ઉભા રહ્યા. નાની શાંતા, અનુ, કનૈયો, વનિતા, પદ્મા, નિર્મળા, મોટાભાઈ, ભાભી, કાકાનો દીકરો રજની, મેધાવી કાકા, ને સૌને છેવાડે વૃદ્ધ, નમ્ર, ઉંચા ને સહેજ વળેલા છતાં ભવ્ય એના પિતા ને મીઠી, ઉદાર ને સોહામણી એની માતા.

સૌ એકબીજાને આંકડા ભીડી, એકબીજાના ખભા અડાડી રસ્તો રોકી ઉભાં હતાં, સૌની આંખમાં આંસુ હતાં, સૌના મોં પર આજીજી હતી. પોતે એ સૌના બંધને ભેદી, સૌના પર થઈને આગળ જવા માગતો હતો.

કયાં !

એણે પાછળ જોયું. દૂર ગાઢા ધુમ્મસમાં કે ધખતા પૃથ્વી તલમાંથી ઉઠતી વરાળોમાં એક દુનિયા તરતી હતી. જીર્ણ ને ખખડધજ, ભૂખરાં ને ભૂખ્યાં અજગરશાં બંદીગૃહો, પગમાં બેડીને હાથમાં તસલ્લાં સાથે કૂચ કરતી અસંખ્ય જુવાનોની લાંબી લાંબી જેલની દિવાલોને વીંટી લેતી હારો, આભે અડકે એવડો લાઠીનો ગંજ, સમુદ્ર છવરાઈ જાય એવડી કાળાં વસ્ત્ર ધારી લશ્કરી ફોજો, દૂર દૂરની હવાઇ ટેકરી પર કારતુસોની પેટીઓ ખોલી રાઈફલોના ઘોડા ચડાવતા ડાયર–એન્ડરસનના ગોઠીઆઓ, ને આખા ચિત્રને ભૂંસાડી દેવા કે તાણી જતા મથતો; કો અશ્રુપ્રવાહ. જાણે બંદૂકોના ઘોડા ઉંચા થતા હતા, જાણે ઘોડેસ્વારોના ભાલા ચળકતા હતા, એણે બૂમ મારી "પાછળ, જુઓ પાછળ" પણ પાછળ જોવાના સૌએ સમ ખાધા હતા, એ સગાં–સ્નેહીઓની હાર

સોંસરવો પડી એમને નાનકડા હાથ વતી દૂર હડસેલી આગળ ઉભો રહેવા ધસ્યો, " મારી પાછળ સંતાઈ જાઓ, પાછળ સંતાઈ જાઓ નહિતર પેલી ગોળીઓથી વીંધાઇ જશો." જાણે એણે બૂમ મારી.

પણ એની બૂમ સામેની પીરની જીર્ણ દરગાહ, સાતલ્લીનાં પ્રતિપળે સૂકાતાં નીર, બે ચાર રખડુ બકરાં ને કાંઠાના જાંબુડા સિવાય કોઇ સાંભળતું ન હતું. ધખતા બપોરમાં એ બકતો હતો.

ઘેનમાં ને ઘેનમાં એ ઘેર આવી સૂતો. બાપા નિશાળે ગયા હતા. એટલે આંખો મીંચી પડ્યો. સ્વપ્નામાંએ એને પેલો અશ્રુ-પ્રવાહ ખાળતો હતો.

સાંજે સુખલાલ માસ્તરે આવીને જોયું તો કોઇક ઘર ઉઘાડ્યું હતું. ચોક વાળેલો હતો. ઓસરી ને પાણીઆરૂં ચોખ્ખા કરી કોઇકે પાણી ભરી મૂક્યું હતું. એ રસોડામાં જઇને જુએ તો વિમલ રાંધતો હતો.

"તું ક્યારે આવ્યો ?" એમણે આશ્ચર્યથી પૂછ્યું.

" બપોરના "

"જમ્યો"

" ના, ભૂખ ન હતી, અત્યારે ભૂખ લાગી એટલે રાંધવા બેઠો છું. રોટલા કરૂં કે રોટલી ? "

" ગમે તે. તું શું આવ્યો ? વનિતાબેન ત્યાં એકલી છે ને ?"

"આવતીકાલે જવાનો છું;" એણે ધડકતા હૈયે જવાબ આપ્યો. એણે જોયું કે પિતાની હાજરીમાં એનું સર્વબળ હરાઈ જતું હતું. એણે સ્વસ્થ થવાનો પ્રયત્ન કર્યો. મુકુંદભાઇનું વ્યથિત મુખ યાદ કર્યું પણ એની આગળ તો હરિહરનું તરડાયલું મુખ જ આવ્યા કર્યું.

૬

'આજ રજા હતી ?" પડખે કોથળો નાખી બેસતાં માસ્તરે પૂછ્યું.

"ના, પણ શાળામાં ગમતું ન હતું."

"હમણાં ઠીક નથી રહેતું ?" એમણે જોયું કે છોકરો કાંઇક કહેવા માગતો હતો. પણ વિમલ મૂંગો રહ્યો.

"ના ઠીક છે."

"તારી સ્કોલરશીપનું શું થયું ?

"હા આવી ગઇ. કાલે જ"

"ત્યારે કાકાને કાગળ લખી નાખીએ ?"

"ભલે લખજો"

"પણ તું કાંઇક કામે આવ્યો છું, કહે કે ન કહે. બહેન સાથે બાઝયો તો નથીને ?"

"ના, નાં, જમ્યા પછી કહીશ" એના દિલમાં જાણે કોક નિર્દય હાથ વલોણું ફેરવી રહ્યા હતા, કંઠ સુકાતો હતો, આંખો બળતી હતી, સૌ મૂંગાં છતાં એક સાથે ગજબ નાક કામ કરી રહ્યા હતા.

એણે મૂંગા મૂંગા ખાધું ને વાસણ લઇ ફળીમાં જ આવેલ વાવ પર ઉટકવા ગયો. પિતાએ સાથે આવવા કહ્યું પણ એણે ના પાડી. જતાંવેંત એણે આખા શરીરે પાણી છાંટયું, માથું પલાળ્યું પણ એતો ધગતું હતું. વાસણ જેમતેમ સાફ કર્યાં ને પાણીમાં પગ બોળી બેસી રહ્યો. હજી ગઇ કાલે આજ પાણીની સમક્ષ એણે પ્રતિજ્ઞા લીધી હતી. એના જેવા નિર્મળ, લોકસંગ્રહાર્થી ને વેગવાન

થવાનું વ્રત લીધું હતું. ને આજે શું એ વીસરી જવાનો હતો? એ બેસી રહ્યો. વાવના ગર્ભભાગની ઠંડકે એના મગજને સહેજ શાંત કર્યું. એ વાસણ લઇને ઉપર આવ્યો. ફળીમાં તુલસી કયારા પાસે બેસીને પિતા રામાયણપાઠ કરતા હતા. એણે ઘરમાં જઇ દીવો પ્રગટાવ્યો. એને યાદ આવ્યું—અનેક આર્તહૃદયોએ જે માગ્યું હતું

"તુમ મેરી રાખો લાજ હરિ"

કોણ જાણે કેમ એનું હયું શાંત બની ગયું. સાયંકાલના સરોવરની જેમ એમાંથી શીતળ પ્રાણદાયી વાયુ વાવા માંડયો. એ પ્રસન્નવદને દીવો લઇ તુલસીકયારા આગળ ગયો. પવન વાતો હતો પણ દીવો બુઝાયો નહિ, સાંધ્ય તેજ પથરાતું હતું પણ દીપકનો પ્રકાશ આવરે તેનું નહિં, મસ્જીદમાં બાંગ પોકારાતી હતી પણ રામાયણપાઠને ડૂબાવે તેવી નહિ. દીવો કયારા પર ધરીને એ બેઠો.

"બોલ તારે શું કહેવું હતું?" રામાયણ બંધ કરી પિતાએ પૂછ્યું.

"મારે-રજા જોઇએ છે."

"શેની?"

"લડતમાં જવાની."

એ હૈયાના ધબકારા ઘણના પછડાટાની સ્પષ્ટતાથી સાંભળી રહ્યો.

"કયાં?"

—"લડતમાં"—

"સત્યાગ્રહમાં !"

"હા"

બાપ થોડીવાર મૂંગો રહ્યો.

"તમે છેલ્લાં છાપાં વાંચ્યા છે ?"

બાપે મૂંગા મૂંગા હા કહી. ઉડી જતાં કુંજડા પર નજર ઠેરવી એણે કહ્યું.

"આપણી સ્થિતિનો વિચારે કર્યો ?"

"આપણા કરતાં કોઈ ગરીબ નથી ?"

બાપ મૂંગો રહ્યો. દૂર દૂર ઉડી જતાં કુંજડાં પાછળ રહી ગએલ એકાદ કૂંજને પોકારતાં હતાં "ચાલ-ચાલ." દિવસ સંધ્યાની આંગળીઓમાં આંગળી પરોવી કહેતો હતો— "ચાલ-ચાલ" પિતાએ પુત્રના મોં પર એક નજર ઠેરવી, માથું ધુણાવ્યું.

"તું નથી સમજતો."

"હું સમજું છું બાપુજી બરાબર સમજું છું. અમસ્તા તમે કોઈ દિવસ મને ના ન પાડો એ આજે શા માટે ના પાડો છો એ સમજું છું. કોઈ દિવસ કોઈની પાસે ન માગો એ તમે સ્કોલરશીપ માગવા લખ્યું એ શું કામ એ હું શું નથી સમજતો ? આપણે ગરીબ છીએ વસ્તારી છીએ, એ હું નથી જોતો ? પણ બાપુજી મને એક વખત જવા દ્યો." એણે રૂંધાતા કંઠે કહ્યું.

"ના ના, તારાથી ન જવાય. આ બધાનું કોણ ? મને તો એક વર્ષ ગ્રેસનું મળ્યું છે. તું એનો લાભ લઈને પાસ ન થઈ જા તો આવતે વર્ષે આ બધાનું શું કરવું ?"

"દાંત આપ્યા એ ચાવણું આપી રહેશે. એ આપણે ખોટું ખોટું જ બોલીએ છીએ ત્યારે? મને વધારે નહિ એક જ વર્ષ માટે રજા આપો. એક જ વર્ષ. માનજો કે મેટ્રીકમાં બે વર્ષ કર્યા'તા."

પિતાએ ડોકું ધૂણાવ્યું. એ આટલી ચણાઈ ગયેલ કલ્પનાને તોડી પાડવા માગતો ન હતો,

"બાપુજી, આપણા ભાગ્યમાં ક્યાંથી કે આવા સ્વાતંત્ર્ય યુદ્ધમાં આપણે સાથ આપી શકીએ. બધા દેશોમાં ઘેર ઘેરથી એક જણ મોકલવાનો રિવાજ છે, આપણા કુટુંબમાંથી મને જવા દો."

"એક વર્ષમાં તો કોણ જાણે શુંનું શુંય થઈ જાય"

"કાંઈ નથી થવાનું. હું ખાત્રી આપું છું કે પાછો છું એવો ને એવો આવીશ ને લાઠી બાઠી વાગી હશે તોય શું? એતો મહાભાગ્ય કહેવાય"

"ના હું રજા નહિ આપું, તારી બા આવે એટલે પૂછી જોજે" પિતાએ આંસુ ભીની આંખે કહ્યું

"મેં તો ઊલટું ધારેલું કે મારી બાને તમે સમજાવશો?"

"તું તો એવું ધારે પણ મારામાં એવી શકિત નથી રહી. આજ સાવ ખખળી ગયો છું. કેવળ તારી આશાએ જ આ ધોંસરૂં ખેચું છું. તું જતાં હું ને એ ધોંસરી તૂટી પડવાના છીએ. જેમ રામ જતાં દશરથનું થયું તેમ."

"પણ બાપા જ્યારે કરોડો ભૂખે મરતા હોય ત્યારે?"

"તારી બધી વાત સાચી પણ અત્યારે એ હા ભણાતી નથી. ઘણું યે થાય છે કે એકવાર જીવ કઠણ કરીને હા પાડી દઉં પણ

હિંમત નથી હાલતી. હા પાડીને પછી ચોફાળ ઓઢીને રોવાનું ને ? તારી ઉમ્મર ક્યાં ? તારા જેવાને કેમ મોકલાય ?”

“બાપુજી હું નાનો નથી, મને ના નપાડો. રજા આપો” એણે આખરે રડીને કહ્યું. “તમે છાપાં નથી વાંચતા ? બધે કેવું ચાલી રહ્યું છે ! હું શું જોઇને ભણ્યા કરૂં ? મારાથી ભણાવાનું જ નથી. હું ભૂખ્યો ને ભૂખ્યો મરી જઇશ.” એ પિતાને પગે પડ્યો.

એના માથા પર આંસુનો અભિષેક થતો હતો.

“કાલ સવારે જેશંકર આવવાનો છે એને પૂછીને કહીશ” કહી બાપ ધ્રૂજતા પગે ફાનસ પેટાવા અંદર ચાલ્યો ગયો.

મંદિરની ઝાલર ટણણ ટણણ ટણણ ટણણ અવાજે માનવી માત્રને મૂક, અંતર્મૂખ થવા કહેતી હતી. વિમલ તારા સામે મીટ માંડીને જોઇ રહ્યો. “કાલે કાકા આવવાના હતા ? કેવા બુદ્ધિશાળી, પિતા પણ જેનું માને, કુટુંબમાં જેની શેહ પડે એવાની જોડે કાલે એને બાખડવાનું હતું ? એ શું બોલશે ? એને દેશનું શું જ્ઞાન છે ? એ એને જીતી શકશે ? કે પરાજિતની પેઠે મૂંગો બેસી રહેશે ?”

રાતે એને સુખેથી નિંદર આવી નહિ, એણે જોયું કે પિતા પણ પડખા ઘસ્યા કરતા હતા–વારેવારે–હહિ–હરિ–રામ–રામ એમ બોલતા હતા.

સવારે નાહીધોઇને આવ્યો ત્યાં કાકા ઓશરીમાં બેઠા હતા. પિતા પૂજા કરતા હતા. એને જોતાં જ કાકાએ કહ્યું.

“ભાઇને શું પજવવા આવ્યો છું.”

એ મૂંગો રહ્યો.

“દેશ સેવા કરતાં પહેલાં કુટુંબ સેવા તો કર”

"ને પછી ક્યાં દેશ સેવા નથી થતી ?" પિતાએ માળા ફેરવતાં કહ્યું.

"એક્વીશમાં હુંયે તારા જેવો જ ઉત્સાહી હતો; માત્ર જેલમાં જતાં જતાં રહી ગયેલો–ને મારી જોડેના કેટલાયે નોકરી છોડીને ચળવળમાં જોડાયેલા–આજે એ બધા સોળના ભાવમાં રખડે છે, ચાલ મારી જોડે જોઇ એટલા બતાવું ? આ તનસુખ રહ્યો. કેવો બુદ્ધિશાળી, ગણિતનો ખાં, લડતમાં પડ્યો–લડત તો આઠ બાર મહિનામાં સંકેલાઇ ગઇ પણ ફરી નોકરી ન મળી–આ આજ રખડે સાત વરસથી. એ બધાં કામ છે પૈસાદારનાં, જેને ભગવાને એ પૈસાનો જીવ આપ્યો છે એવા એ કરે તો સૌ એનાં વખાણ કરે, નેતા કે'વાય; ફોટા છપાય ને માનપત્ર મળે. પણ આપણે એની વાદે ચડવા જઇએ તો ગાલાવેલા ગણાઇ. આપણે તો ભલું આપણું કુટુંબ ને ભલું આપણું કામ. હું એમ નથી કહેતો કે દેશ સેવા ન કરવી, પણ કાંઇ ઘર બાળીને તીરથ થાય છે ? સ્વરાજ તો આવતાં આવે પણ રસોડે તો સ્વરાજ આવી જ જાય. તાળાં લાગી જાય સમજ્યો. આ તારો ઘરડો બાપ–સાત જન્મારે પણ ન મળે એવો એમનાં પગ ધોઇને પૂજ તો અડસઠ તીરથનું ફળ મળે; એને તરછોડીને તું દેશસેવા કરવા જા એમાં તારૂં સારૂં નો થાય."

"હું તો જવાનો જ છું" વિમલે કહ્યું.

"ને આ બધાંને ક્યાં પાંજરાપોળમાં મૂકીશ" કાકાએ કહ્યું "આ ડોસો તારૂં વૈતરૂં કરી કરીને મરી ગયો એ ઇ સેવાનો હકદાર નહિ ખરૂં ? ને ત્યાં તું નહિ જા તો સ્વરાજ આવતું નહિ અટકી જાય."

"હું ન જાઉં, તમે રજનીભાઇને મોકલો લ્યો, કુટુંબમાંથી એક જણે જવું જોઇએ." વિમલે કહ્યું

જેશંકર ચમક્યો પણ શાંતિથી કહ્યું

" એતો સરકારી નોકર છે "

" નોકરી મૂકીને જાય "

" બધાય કાંઇ થોડા જ એટલી શક્તિવાળા હોય છે "

એમણે ધીરેથી કહ્યું-" પણ એની વાત જવા દે-તારી ઉમર તો આજે ભણવાની છે, જ્ઞાન પ્રાપ્ત કરવાની છે, એ વખતે કરીલે-આ વર્ષ પછી તો તારે ભણવું હશે તોયે ભણાવાતું નથી-માટે મારૂં કહ્યું માની જા-આ વર્ષ ભણીલે-હા અને બેઠાંબેઠાં જેટલું થઇ શકે એટલું જરૂર કર, ઘરમાં કાંતવું, ખાદી પહેરવી-એવા ક્યાં ઓછા રસ્તા છે? મને તો ભાઇનુ લાગી આવે છે? તું જાઇશ તો આ ઉમ્મરે એમણે કોકનાં પાસે ભીખ માગવી પડશે-આવતે વર્ષ જ પદ્માને પરણાવવી પડશે, ઘરખચના પૈસા પણ નહિ હોય ત્યાં પરણાવવાના ક્યાંથી હશે! જરાક વિચાર કર."

" ભાઇ. કાકા સાચું કહે છે." પિતાએ કહ્યું. "મને એની લગ્નચિંતા એવી કોરી ખાય છે કે વાત નહિ, એમાં તું ચાલ્યો જા-ને" એણે ગળું ખંખારીને કહ્યું "ત્યાં તો શું તું શુંયે થાય તો આ બધાનું કોણ? માટે ભલો થઇને એ માંડીવાળ-હું તો બહુતો પાંચ વર્ષ કાઢીશ-પછી તારે સેવા કરવી હોય તો કોણ રોકનારૂં છે? આ છોકરી પણ પરણી ગઇ હશે-કનૈયો પણ એના નશીબમાં લખ્યું હશે એ ભણી ઊતર્યો હશે-પાંચ વર્ષ પછી તને રોકું તો મારી છાતી ઉપર થઇને-" એમણે આંસુ લૂછ્યાં "ચાલ્યો જજે"

જેશંકરની આંખમાં પણ આંસુ-હતાં વિમલ પણ ધ્રૂસકે ધ્રૂસકે રડતો હતો. એણે રડીને કહ્યું. "પણ મારાથી ભણાવાતું જ નથી. હું હાઇસ્કુલમાં જતાં જ ગૂંગળાઇ જાઉં છું."

"એ તો બે દિવસ લાગે એમ" જોરાંકરે કહ્યું-"મારી એક વાત માનીશ? હમણાં થોડા દિવસ છાપાં વાંચવા બંધ કરી દે-હળવે હળવે મન શાંત થઇ જશે, ભાઇ દેશની લાગણી તો જુવાન માણસને હોયજ ને? એ ન હોય તો તો આપણને પશુ વચ્ચે ફેર શું? પણ સંજોગો ય વિચારવા જોઇને? તું તો સમજુ છે-મોટાભાઇ સાવ લૂગડાં ખંખેરીને એકકાર ઊભા રહી ગયા છે એ તને ક્યાં નથી ખબર? ગ્રેસનું વર્ષ ન મળ્યું ને નોકરી ગઇ તો કાલ સવારનો દાણો આ ઘરમાં નથી એ તને કે'વું પડે એમ છે? માટે ભાઇ જે કરી એ સો વાર વિચારીને કરીએ, જા કપડાં સૂકવી આવ, ને ભાભી-તમે હવે ફીકર કરો મા, એ કાંઇ નાનો છે કે તમને આમ નિરાધાર મૂકીને ચાલ્યો જાય?"

વિમલ આંસુ લૂછતો કપડાં સુકવવા ચાલ્યો ગયો. આખો દિવસ માથું ધૂણાવતાં એક જ વાકય બબડયાં કર્યું.

"હું ભણી શકવાનો જ નથી-મારાથી ભણાવાનું જ નથી-કેવું ચાલી રહ્યું છે? હું શું જોઇને ચોપડીમાં મોં ઘાલીને બેસી રહું?" મારે નથી જોઇતું કાંઇ, નથી જોઇતું-કુટુંબ-કે કાંઇ પણ પિતા-એને શું આમ છોડી દેવા? જેણે પાણી માગ્યું ત્યારે દૂધ આણી આપ્યું, જે કેવળ મારા વિશ્વાસ પર જ ટકી રહ્યા છે એને ધરાશાયી કરવા? તો બાનું શું? પન્નાનું શું? કનૈયો ક્યાં જાય? શું એણે જ નહોતું કહ્યું કે "ઝટઝટ ભણીને સહુને સુખી કરીશ" એ વચનનું શું? મારા હાથે જ મારા પિતા પર કુહાડો ચલાવવો? એવી ઇશ્વરની ઇચ્છા હોઇ શકે? દેશ એ માગી શકે? એ શું પુણ્ય છે?" ખાધા સિવાય આખો દિવસ એણે મનમાં આનું આ બબડયા કર્યું "ઓ ભગવાન મને શા માટે રીબાવો છો? મને આમ શા માટે મારો

છો ? મારે દેશ પણ નથી જોઇતો પિતા પણ નથી જોઇતા-મને મારી નાખો-મારે નથી જીવવું-પણ મરી ગયા પછી આ બધાનું કોણ ? પિતા જીવી શકશે ? ના. પિતા જતાં બા જીવી શકશે ? ના. ને બા જતાં કનૈયા, પદ્માનું કોણ ?" પથારીમાં વારંવાર માથું ઘસી કહ્યું "મને રીબાવો મા-મને રીબાવો મા."

"દેશ શું હું એકલો ન જાઉં તો સ્વતંત્ર ન થાય ? પણ હું ન જાઉં ને ભણવાનું શરૂ કરૂં ?"

"મારાથી ભણાવાનું જ નથી-હું ભણી શકવાનો નથી-મારે નથી ભણવું" એ વળી માથું ઘસીને રોતાં રોતાં બબડયો.

ઓચિંતાનું એને ઓશિકે કાંઇક ખુંચ્યું-દર્દમાંથી છટકવા માગતું મન એ તરફ દોરાયું-જુએ તો મુકુંદભાઇએ આપેલું બંડલ !

"મારી પ્રતિજ્ઞા-વચન—એ બધું ?"

"ને અહીંનું વચન ? પેલી રાત્રે ઝાંખા દીવાના અજવાળે એણે સૌ ઘરનાંને દુઃખમાંથી તારી લેવાનું વચન નથી આપ્યું ? ઝટ ઝટ સુખી કરવાનો આપેલો કોલ કેમ વીસરી જાય છે ?

"મને રીબાવો મા-રીબાવો મા" એણે માથું કૂટ્યું; વેદનામાંથી છટકવા માગતા મને પેલું બંડલ ખોલવાની સૂચના કરી. ઘરમાં પિતા ને કાકા વાતો કરતા હતા-પદ્માના વેશવાળની કાંઇક વાત ચાલતી હતી-એ બત્તી લઇ આવીને પથારીમાં બેઠો-હળવે રહીને બંડલ ઉઘાડયું. ઉપર લખ્યું હતું.

"અંદર આવતા નામોને વાંચનાર વિસ્મૃતિના દરિયામાં ડૂબાવી દે. જેમ સાગર મોતીની છીપોને અગોચર તળીએ છૂપાવી દેછે તેમ."

## યજ્ઞગાથા

### (૬)

ને ઘડી પછી એ ગાથાપ્રવાહમાં ડૂબી ગયો.

"પૃથ્વીની છાતીમાં કોઈ તીર મારે ને પાણીનો ફૂવારો ઊછળી આવે તેમ આજે મારા મનમાં રહી રહીને એ બધું યાદ આવે છે ને મારાં વ્રત ને ઉપાસના, સાધના ને સંન્યાસ બધુંયે જાણે કોઈક અશ્રુપ્રવાહમાં તણાઈ જાય છે; ઊઘડું ઊઘડું થતાં દ્વાર ગમે એટલું ભીડવા મથતા છતાં ભીડાતાં નથી. ક્યાંયે માયા મમતા નહિ બંધાવા દેવાની ગાંઠ વાળીને નીકળેલો હું, આજ આ દૃશ્ય નિહાળીને ચકિત થઈ જાઉં કે જે મમતાને હું હંમેશાં બારણા બહાર જ ધકેલ્યા કરતો હતો તે કેમ કરીને મારા હૃદય-સિંહાસને બેસી ગઈ છે ! મારા રાજ દરબારનો ખૂણેખૂણો કેમ કરીને એણે રોકી લીધો છે !

પૂર્વબંગાળના.........જિલ્લામાં આજે પણ તમે જાઓ ને નંદનાથ મલિકનું નામ પૂછો તો એવા કૂડીબંધ માણસો મળશે જે એમના ભૂતપૂર્વ માલિકનું નામ સાંભળતા ભક્તિભાવપૂર્વક માથું નમાવે. કર્ણફૂલીને જમણે કાંઠે ચાલ્યા જાઓ તો અનુરાધાપુરને બરાબર સામે કાંઠે શિયાળોએ ફાડી ખાધેલ મૃતદેહ જેવો એનો

મહેલ દેખાશે. લોકો કહેશે આજે પણ કેટલીએવાર એ હવડમેહલમાં યમરાજને પણ આતિથ્ય સત્કાર કરતાં હર્ષ થાય તેવા રૂડા જુવાનીઆઓ આંબાના વન હેઠે વાદવિવાદ કરતા દેખાય છે. પણ ત્યાં જે ભયાનક શાંતિ છે એવું પચીસ વર્ષ પહેલાં નહોતું. આજ તો મહેલના દરવાજા તૂટી ગયા છે, ભ્રમરગુંજિત, કુસુમસુરભીત કૂંજોને બદલે મેંદીનું ગાઢું વન ઉગ્યું છે, મહેલના દિવાનખાનામાં ચામાચીડીઆં કે ગામલોકે કાઢી મૂકેલા કૂતરાનો વાસો છે, અંતઃપુરમાં જ્યાં ગૃહનારીઓ અખંડજ્યોતે ગૃહદેવતાની નૈવેદ્-પૂજા કરતી તેમાં એવું તો ઘોર અંધારું ને એકાંત છે કે અંદર જવાની હામ પણ ન ચાલે. માત્ર બે જ જણાં એ સુરમ્ય દિવસોના સાક્ષી જેવાં આજે પણ હયાત છે. કર્ણફૂલીમાંથી વાળેલી નહેર હજુ એવીને એવી નીલજળે ભરી છે, પણ એનાં પાણી જે નિત્ય જાગીરદાર પુત્રપુત્રીના કિલ્લોલથી ખલબલી ઊઠતાં તે જાણે શોક ભારે વહી પણ ન શકતાં હોય તેમ ચૂપચાપ બેઠાં છે.

ને બીજો જીવું છું અભાગી હું,

મને આજે ફરી ફરીને યાદ આવે છે એ. આંબાવાડીયું, એ સુધાધવલ જાઇનાં ફૂલનો મંડપ, એ મહાલય વચ્ચેથી દોડી જતી બાલ કર્ણફૂલી, ને એ સૌનેયે વીસરાવી દેતી, સૌ જેનાં સ્મરણે મીઠાં લાગે છે તે મોટી બહેન તુળજા.

મને એ ખબર નથી કે કયો પ્રેમ સૌથી ચડિયાતો કહેવાય. પણ જો ઇશ્વરે એના અનંતકાળના આયુષ્ય દરમ્યાન કોઇ મહાન વસ્તુ સર્જી હોય તો એ બહેનનો પ્રેમ છે. અમસ્તો પણ પ્રેમ એ એવી અપાર્થિવ વસ્તુ છે કે એનો જન્મ થતાં જ સઘળી પાર્થિવ-ક્ષણિક વસ્તુઓ, સઘળી આળપંપાળ ખરી જાય છે. કીટથી તે

હાથી પર્યંત સૌને બીવરાવનાર યમરાજ પણ એના કૃપાપાત્રોને ડરાવી શકતા નથી. પણ એ પ્રેમ જ્યારે ભગિનીવાત્સલ્યમાં પરિણમે છે ત્યારે તો યમરાજ તો શું પણ દેવાધિદેવે એનું સઘળું સર્જન ઘડીભર એક બાજુએ મૂકીને નીચે જોવા આવે છે.

મને થાય છે કે દિદિ જ્યારે મને રમાડતી ને ભણાવતી ત્યારે અમારા ઘરમાં જરૂર ઇશ્વરનો વાસ થયો હશે.

માતાનું મને બહુ ઝાંખુ સ્મરણ છે; સ્મરણ છે એ પણ એની મૃત્યુશય્યાનું; એક આસમાની રંગની સાડી ઓઢીને મા પલંગપર સૂતી છે, બારી બ્હારની પૃથ્વી જાણે રહું રહું થતી હોય તેમ સૂરજ વિનાની વાદળાંથી ઘેરાયલી છે; આંબાવાડીયા સોંસરવો પવન એવો સૂસવાટા મારે છે કે અપક્વ કેરીઓનો ટપ ટપ પડવાનો અવાજ માતાના બેઉ પડખે બેઠેલ અમે ભાઇબહેન ઓરડામાં પણ સાંભળીએ છીએ; ઓશિકા આગળ પિતાજી માથું નીચું ઘાલીને બેઠા છે. મા એના નિર્બળ સ્વરે પિતાજીને કહે છે "અચ્યુત ન આવ્યો ને? તમે ખબર મોકલાવ્યા હતા? એને સમાચાર મળ્યા તો હશેને! એ આવે તો કહેજો કે તારી મા તને બહુ ઝંખતી'તી'. પિતાજીની આંખમાં જળ ભરાયાં છે, અમારી આંખમાંથી શ્રાવણ ભાદરવો વહે છે. "તું મહા પ્રભુજીનું નામલે" પિતાજી કહે છે. 'મહાપ્રભુજી! મહાપ્રભુજી! સાચું પણ એને કહેજો કે હવે ઘેર આવે; એકવાર ચાલ્યો ગયા એટલે શું પાછું અવાય જ નહિ? એવું તે હતું હશે? ને તમેયે તે દહાડે ન માન્યા, નહિતર આજ આમ તલખી તલખીને–"

"તું હરિબોલ–હરિબોલ અંતકાળે." પિતાજીથી નથી રહેવાતું, એ ઉઠીને બહાર ચાલ્યા જાય છે.

માતા વળી હાથ લંબાવી, તુળજાને ખેંચી કહે છે "તુળજા દીકરી, ડાહી થજે હો ! ભાઈને સાચવજે, ઈ તોફાની છે. પણ તું શાણી થજે, ઘરને, તારા બાપાને સાચવજે, મોટાભાઈ આવે તો કહેજે કે બા તમારા સારૂ એમની પેટીમાં કાંઈક રાખી ગઈ છે; ને જો વિદ્યુત" કહી એ મને ખેંચે છે. એ જનેતાનો સ્પર્શ ! બધુંએ ભૂલી જઈશ, તેલનો ઘાણો, ફટકા, ઠંડી, ભૂખ, ઉજાગરા—પણ જનનીનો એ સ્પર્શ એ મૃતસંજીવની નહિ ભૂલું. એની યાદે તો મારો મૃત દેહ પણ હસી ઉઠશે; એની નિર્બળ છતાં સ્નેહભરપૂર વાણી આજે પણ સંભળાય છે "તું તોફાન કરી તારા બાપાને નહિ પજવતો હો, બહેનનું માનજે." ને અશ્રુકુંઠીત કંઠે ઉમેર્યું "મને ભૂલી જજે હો, મોટાભાઈ આવે તો જવા ન દેતો."

આ એના છેલ્લા શબ્દો હતા, અમ બેઉ ભાઈબહેનને માથે હાથ મૂકીને એ કયાંક ચાલી ગઈ.

તે દિવસે પણ' મને યાદ છે કે તુળજા અમારાં દેખતાં રૂઠી નહિ હતી. ઉલટી મને કહેતી હતી "જા પિતાજીને કહે છાના રહે" 'જા કહે, "તમે છાના રહો નહિ તો હુંયે રડીશ" પણ હું જડથી તે દહાડે પિતાજીની પાસે એક ડગલું પણ નહોતું ભરાયું.

બસ. માતા વિષે જો કોઈ સ્મરણ હોય તો આજ છે. આ એક જ મૂડી આપીને મારી જન્મદાત્રી મને મૂકીને ચાલી ગઈ હતી.

પણ જેના સ્મરણો આજેયે મને હચમચાવી મૂકે છે એતો માતાએ જેને મારો હાથ સોંપ્યો એ તુળજા દીદી.

માણસ કયારે કોની પાસેથી જીવનધન પામે છે એ કહેવાતું નથી; કમળ એનું જીવનધન કાદવમાંથી મેળવે છે, શંકરાચાર્યને બનારસના એક ઘાટ ઉપર પેલા ચાંડાળે જે શીખવ્યું એ જ્ઞાન

એમને મહેશ્વરે પણ નહિ આપી શકેલા; પણ લોકો તો કાદવ અને ચાંડાલને પગ નીચે ખૂંદે છે; મનુષ્યને એના ભાઇ પાસેથી જ શીખવાનું છે—માનવ સમૂહજ મારો શ્રેષ્ઠગુરુ છે એ સત્યનું ભાન મને ક્યાંથી થયું ? એ ભાન કરાવનારને યાદ કરતાં જ હું મારૂં ભાન ભૂલી જાઉં છું ને મારી જીવનકથા લખવાને બદલે એ સૌની જ કથા કહેવા માંડું છું.

અગિયાર વર્ષની એ છોડીએ મારી માતાનું જે સ્થાન લીધું તે યાદ લાવતાં હું એક એવી ગૂંચવણમાં પડી જાઉં છું કે જેનો ઉકેલ આજ સુધી મને મળ્યો નથી; એ કુશળતા, એ ધીરજ, એ ચીવટાઇ, એ દાવકાઇ ને એ નરમાશ એ ક્યાંથી લાવી હશે એ સૂજ પડતી નથી. માતાની હયાતીમાં તો મને ખબર છે કે એણે કોઇ દિવસ રસોડાનું બારણું પણ વાસ્યું નથી. રામચરણ ખૂબ મારી મારીને થાકે તો પણ આંબા તળેની રેતીમાં પૈસા સંતાડવાની રમતમાંથી અમે ઉઠયાં નથી; એ રમતિયાળ બાલિકા આવી સદાજાગૃત ગૃહસ્વામીની એક રાત્રિમાં જ કેમ થઇ ગઇ એ જ્યારે ઉકેલાતું નથી ત્યારે મારા મૌનભર્યા મનમાંથી કેવળ એક જ વાત ઉઠે છે કે સ્ત્રી માત્રમાં જનની પડી જ છે, કુમારીકા કે વધુ એ તો કેવળ એની ઉમ્મરનાં રૂપો છે, એની અંતરવિરાજીત મૂર્તિ તો જગજ્જનની અંબાની જ છે:

શબ્દોમાં તો આજે આમ મૂકી શકું છું પણ તે દહાડેએ મને તુળજાની હાજરીમાં કોઇ દિવસ એમ યાદ આવ્યું નહિ હતું કે "માતા સદાને માટે ગઇ છે ને હું રેતીના અફાટ રણમાં બામળાઇ ચીમળાઇને મરી જવા ઉગેલા એકાદ છોડવા જેવો છું. માતૃપ્રેમનું શીળું છત્ર અઢારે પહોર ખમા ખમા કરતું મારા પર ઝીલી રહ્યું છે એમ લાગ્યા કર્યું હતું.

કારણ કે માતાના સ્વર્ગવાસને બીજે જ દહાડે જોઉં તો તુળજા મને પથારીમાં હળવેક રહીને જગાડતી હતી.

"વિદ્યુત ભઇલા, ઉઠીશને," રોજ બા ઉઠાડવા આવે ત્યારે "અમે તો કાંઈ નથી ઉઠતાં, ઉઠાડોને પહેલાં 'વિદ્યુતને" એમ વાદ કરનારી તુળજાને મારી પથારીમાં બેસી, વાળમાં આંગળા પરોવી ધીરે સાદે ઉઠાડતી જોઈ ત્યારે મારાથી રડી પડ્યા સિવાય ન રહેવાયું. તુળજાને સમજ નહિ પડી કે હું શા માટે રડતો હતો. એને તો એમ લાગ્યું કે મને વહેલો ઉઠાડ્યો એટલે હું રડું છું, એટલે એ તો ગભરાઈ જઇને કહે "તારે સુઈ રહેવું છે, તો સૂઈ રહે, લે સૂઈ જા; હું તો અમથી જગાડતી'તી હો" કહી રજાઈ ઓઢાડીને એ ચાલી ગઈ. પથારીમાં પડ્યો પડ્યો હું એ રસોઇ પણ, ઘાટી ને સાઈસને જે સૂચનાઓ દેતી હતી એ સાંભળતો હતો.

"જો, પિતાજી માટે સહેજ કડક ચા કરજે, ગરમમસાલો નાખવાનું નહિ ભૂલતી, કાલ રાતે એમનું માથું દુઃખતું હતું; ને વિદ્યુતના દૂધમાં ખાંડ ઓછી નાખવાની, રામ તું ગાડી તૈયાર કર જોઇએ, મેમાનને લેવા જતાં પહેલાં વિદ્યુતને એક વાર ફેરવી આવ"

ને આ એના જીવનનો સ્વભાવ થઇ ગયો; મરતી માતાએ મને એના હાથમાં સોંપીને જાણે એનો રમવાનો, અરે રડવાનો હક્ક પણ છીનવી લીધો હતો.

રોજ વહેલી સવારમાં ઉઠીને એ પિતાજી ને મહેમાન માટે ગરમ પાણી મૂકતી. મૂકાવતી નહિ, કારણ કે તુળજાને રસોઈયણ જે સાથી છેલ્લે સૂઈ શકતી તેને ઉઠાડવી ગમતી નહિ. પાણી થઈ જાય, પિતાજીનો ચા થઈ, નોકરોને એમનાં કામ સોંપાઈ

જાય, તે પછી એ મને ઉઠાડવા આવતી. ને હું પણ જાણે એ મારી જોડે રમવા આવી હોય તેમ લાડ કરતો. ગોદડું ઓઢી નસકોરાં તાણતો. કોઈ વાર ત્યાં સૂતાં સૂતાં જ આ પીવ.ની જક કરતો; આખરે અનેક પ્રકારનાં મનામણાં કર્યાં પછી એ કહેતી "જો ભઈલા ઊઠને, મારે હજુ કેટલાંય કામ બાકી છે, પિતાજીને કપડાં કાઢી આપવાં છે, દરશીને સીધું કાઢી આપવું છે, પૂજા માટે ફૂલ વીણવાં છે, તારી ચોપડીઓ શોધવી છે; જોને કેટલાં કામ છે, હવે કાંઈ બા થોડી જ છે કે એ બધું કરે ?" કહી એ ઘડીભર બારી સોંસરવું દૂર દેખાતા આંબાવાડીયા સામે જોઈ રહી કહેતી "ઊઠીશને" પણ એ ફરી બોલે તે પહેલાં હું ઊઠી જતો; ને તે પછી એ દેખાતી છેક નિશાળે જાઉં ત્યારે. ગૃહશિક્ષક પાસેથી ભણીને ઊઠું તે પહેલાં બે પાંચપળે એ આવીને મારી પાસે બેસી જતી ને માસ્તરને પૂછતી " વિદ્યુતને કેવુંક આવડે છે, એ હોંશિયાર છે ?" ને પછી મને આંગળીએ વળગાડી રસોડામાં સાથીઓ પૂરેલ પાટલા પર બેસાડી સામે થાળી પીરસીને કહેતી.

" વિદ્યુત તારા ગુરુજી તો કહેતા હતા કે વિદ્યુત તો ઠોઠ છોકરો છે, સાવ ડોબ્બુ છે, રમ્યા કરે છે "

" સાલો–જાુઠ્ઠો, હું ક્યાં ઠોઠ છું ?"

" જો એવું બોલ્યો' તો ? એવું ન બોલાય "

" કેમ ન બોલીએ ? શું કામ અમારૂં ખોટું ખોટું બોલે છે ? હું ક્યાં હવે કોઇ દિવસ રમું છું, તું તો નવરી જ ક્યાં હો છો ? કોની જોડે રમું ?"

ને પછી એ પીરસતાં પીરસતાં કેમ નવરી નથી થતી એની વાત કરતી "આખો દહાડો ક્યાં વહી જાય છે તે ખબર નથી પડતી;

પગ વાળીને બેસવાનો સમય જ ક્યાં છે? આ દશરા જ જોને બાના વખતમાં કેવી સીધી ચાલતી હવે તો વાતવાતમાં મારી સામે બોલે છે" એ હસતી હસતી રાંધનારી સામે જોતી.

"લુચ્ચીને મારૂં"

"જો ફરી એવું બોલ્યો? કહ્યું નહિં કે એવું ન બોલાય, હું તો અમસ્તી કહેતી હતી, દશરા તો ખૂબ કામગીરીને ડાહી છે" ને પછી ઉમેરતી "જાણે મંથરાનો અવતાર" કહી એ ખિલખિલાટ હસી પડતી.

ને પછી મને કપડાં પહેરાવી, મારી ચોપડીઓ શોધી આપી, ખિસ્સામાં પેનનો ટુકડો આપી શાળાએ મોકલી આપતી.

સાંજે પાછો ફરૂં ત્યારે મારી આ અમૃતમયી ભગિની દરવાજા પર મને તેડી લેવા ઊભી જ હોય, ૭ વર્ષના મારા શાળાજીવનમાં મેં કોઇ દિવસ એમાં ફરક પડયો હોય એવું જોયું નથી. ત્યાંથી સીધા અમે આંબાવાડીઆમાં ચાલ્યા જતા. આ અરધોકલાક અમારા માટે સુખની ઘડી હતો.

મારા આયુષ્યમાં મેં અનુભવ્યું છે કે માનવીની જીવાદોરીનું લઘુ કે દીર્ઘ પ્રમાણ એ એના આયુભંડારમાં આવી કેટલી સુખઘડીઓ છે એ ઉપર છે; જીવનમાં હમેશાં સુખ જ સંગી તરીકે ચાલે છે એમ નથી હોતું. કેટલીક વેળાએ તો દુઃખ જ અનંતકાળ માટે સહમાર્ગી તરીકે ચાલતું આવે છે પણ એ વખતે પણ જીવ એનાં ઘરને છોડી નથી જતો કારણકે એ કોઇક સંધ્યાની લાલીમાં કે ઉષાના સ્નાતશુદ્ધ પ્રકાશમાં તરૂઘટા કે સરિતાતીરે પ્રાપ્ત થયેલ રત્નકણીને યાદ કરી કરીને શોધવા મથતો હોય છે; સાયંકાળનો એ અરધો કલાક અમે સંતાકુકડી,

ઘોડોઘોડો ને ખાઉંખાઉંની કેટલીયે રમતો રમતાં. ને કોઇ કોઇ વાર ઝગડીને રડતા ને રીસાતાં પણ ખરાં; પણ એ રીસ કોઇ દિવસ બીજી સંધ્યા સુધી ટકી હોય એમ મને યાદ નથી.

પિતાજીની ક્રોધી તથા માની પ્રકૃતિને લીધે એમની પાસે જતાં હું ડરતો, એ પોતે જ્યારે બોલાવે ત્યારે જ પાસે જવાની હિંમત કરતો, પણ અમે ત્રણે, પિતા, પુત્ર, પુત્રી સાથે એકઠાં હોઇએ ત્યારે નિસાસો મૂકીને કહેતા "અત્યારે જો મોટો ઘેર હોત તો મારી તુળજાને માથે આ બોજો ન આવી પડત."

ને મોટાભાઇ એ મારે મન કોઇક ભારે અપરાધી જેવા લાગતા. હું જો એ મને એકવાર મળે તો એવી તિરસ્કારની નજરે જોવાની હોંશ રાખતો કે જેના માર્યા એ ઊંચું જ જોઇ ન શકે. મને હતભાગીને એ વખતે શું ખબર કે સોમાં નવાણું વાર તો દુનિયાની નજરના એ અપરાધીઓ એ જ ઇશ્વરની સ્નેહભરી દૃષ્ટિના પ્રથમ અધિકારીઓ હોય છે. ઇશ્વરે મને એ સત્ય શીખવવા ધાર્યું હશે એટલે એમણે મને આવો જન્મજન્માંતરની વાંછના પછી સાંપડે એવો અપરાધી બાંધવ આપ્યો. જેને મેં જિંદગીમાં આંખભરીને તો કોઇ દિવસ જોયો પણ નથી, પણ સુખડના ઝાડની જેમ સળગી સળગીને જેણે દૂર દૂરથી મને સુવાસ આપ્યા કરી છે, એવા શાંત, અચળ, ને ત્યાગધન ભાઇની મેં માત્ર કહાણી જ સાંભળી છે. માતા વારંવાર કહેતી "અચ્યુત, એવો તો કહ્યાગરો કે એકવાર બેસ એમ કહ્યું હોય તો ફરી ઊઠવાનું કહી નહિ ત્યાંસુધી ઊઠે નહિ; ભલો તો એવો કે મરતાં ને મેર ન કહે. નાનપણથી જ મારો છેડો છોડીને એક ડગલું પણ ખસવું હોય તો યે એને ડુંગર વટવા જેવું લાગે. નિશાળેથી આવીને સૂવે ત્યાં સુધી મારા ખોળામાં પડ્યો હોય, કાં પડખામાં બેઠો

હોય, બસ એની વાતો ખૂટે જ નહિ. પણ આટલું બધું સુખ ઇશ્વિરથી નહિ સંખાયું એટલે એક દિવસે મને પગે લાગીને ક્યાંક ચાલ્યો ગયો તે ચાલ્યો જ ગયો ફરી એની દર્શન ઘેલી માને એ સર્વસુખના આધાર જેવું મોં જોવા ન મળ્યું. "પિતાજીએ એની શોધ કરી ત્યારે ખબર મળ્યા કે કલકત્તામાં કાંટાલપાડાના એક નાનકડા મકાનમાં થોડાક સાધુસંન્યાસીઓ જોડે એ રહે છે. એ ત્યાંથી ખેંચી લાવવા ગયા તો ખબર મળ્યા કે એ સંન્યાસીઓની ટોળી તો એક મોટી ધાડના કેસમાં સંડોવાઇ છે ને એમનો તો કેસ ચાલે છે; પિતાજી એને મળ્યા ત્યારે શું વાત થઇ એ તો મને ખબર નથી પણ ઘેર આવીને એણે માતાને કહ્યું "એનું નાહી નાખ્યું, એ મારો દીકરો નથી."

આ બધું મારા જન્મ પહેલાં બની ચૂકેલું.

માતાની મૃત્યુશય્યા પર તો એક વખત આવશે એમ સૌએ ધારેલું. માતા તો બિચારી બારણા ખખડે ને 'એ આવ્યો' એમ લવતી હતી પણ એતો ન આવ્યા.

માતાના મૃત્યુ પછી પંદરેક દિવસે સંધ્યાકાળે હું જૂઇના મંડપમાં બેઠો બેઠો સામેના પહાડના મથાળે ઊગતા ચંદ્રની સામે જોતો હતો ત્યાં આંબાવાડીઆ તરફ જોઉં તો તુળજા કોઇક ગેરૂઆ રંગના કપડાં પહેરેલ માણસની જોડે આંબાની ઓથાણે ઊભી ઊભી વાત કરતી હતી. એના હાથમાં એક નાનકડી પોટલી હતી, વારંવાર હાથ લંબાવીને એ એને લઇ લેવા કરગરતી હતી; મને સમજાયું નહિ પણ એક એવી ઘૃણા મારા દિલમાં ફેલાઇ ગઇ કે તુળજા આવે તો એના આખા મોં પર એકવાર મશ ચોપડી દઉં; થોડીવારે એ જૂઇનાં મંડપ પાસેથી પસાર થઇ, એની બેઉ આંખો જળભરી

હતી, એના પગ ધીરે ઉપડતા હતા; જાણે દુઃખભારે એની શક્તિ હરાઇ ગઇ હતી; મારી ઘૃણા કોણ જાણે ક્યાંયે નાસી ગઇ. મેં કહ્યું

"મોટી બ્હેન."

મારા તરફ આવતાં એણે આંખમાંથી આંસુ લૂછી નાખ્યાં ને દુઃખ ભર્યું હસીને કહ્યું "વિદ્યુત, તેં દાદાને જોયા છે?"

"દાદાને?" મેં ચમકીને પૂછ્યું.

"હા, અચ્યુત દાદાને જોયા છે? હમણાં આવ્યા હતા, એ એ જંગલમાં ગયા હતા, સમાચાર મળ્યા ને દોડતા આવ્યા, પણ ન પહોંચી શક્યા. માને યાદ કરીને એ રડતા હતા."

"તો ઘર છોડીને શા માટે ગયા?"

"ગાંડા, ઘર કાંઇ મા સાથે ઝઘડીને થોડું જ છોડ્યું હતું, એ તો એમણે..." કહીને એ અટકી ગઇ.



"શું એમણે?"

"તું નહિ સમજે—આ આપણો દેશ છેને, એના પર બીજાઓનું રાજ છે."

"હા. સાતમા એડ્વર્ડનું."

"એ કાઢવા માટે એ ગયા છે."

મારી બાળબુદ્ધિમાં તે દિવસે પૂરૂં ઉતરે તેમ નહિ હતું.

"પણ પિતાજીને કેમ ન મળ્યા?"

"પિતાજી તો એમના પર રોષે છે."

"તો પિતાજીને પગે પડવું જોઇતું હતું."

"એમ થાય ?" કહી એ થોડું હસીને વિચારે ચડી પછી કહે. "મેં મા જે રૂપિય એમને માટે મૂકી ગઇ છે એ આપવા માંડયા. તો કહે "મારાથી એમ ન લેવાય, પિતાજીને પૂછયું છે ?" મેં કહ્યું "પણ પિતાજીને ખબર પણ નથી, માએ મને જ એકલીને કહ્યું છે," પણ એ કહે "એમ ન લેવાય, પિતાજીની રજા લેવી જોઇએ," મેં કહ્યું "પણ આતો માતા તમારા માટે જ રાખી ગઇ છે;" એ કહે "ના, તુળજા એમ ન લેવાય પણ તું બાનો ફોટો લઇ આવીશ ? એમનાં દર્શન ન થયાં પણ ફોટાના તો કરતો જાઉં, ફરી કયારે વળી આવીશ". મેં દોડીને ફોટો લાવી આપ્યો ને રડીને કહ્યું. "દાદા અહીં ન રોકાઇ જાઓ" બરાબર બાની પેઠે જ હસીને કહે "રોકાઇ કેમ શકું, તુળજા, તેં પેલું ભજન સાંભળ્યું છે :

શીશ દીયા ફીર રોના કયા રે ?

પણ તું અમારા ઘેર આવીશ ? પિતાજી ન હોય ત્યારે કાંટાલ પાડમાં આવજે ને ?" કહી એ રૂપિયા લીધા સિવાય મારે માથે હાથે મૂકીને ચાલ્યા ગયા.

મેં અશ્રુકુંઠીત કંઠે કહ્યું.

"મને કેમ ન બોલાવ્યો ?"

"દાદાએ તને બોલાવવા કહ્યું હતું પણ મને એવો ખ્યાલ કે તું બહાર ફરવા ગયો છે, એટલે કહ્યું "એ તો બહાર ગયો છે."

"તું છું જ એવી, અપશુકનીઆળ;" મને રીસ ચડી "અમને શું દાદાને જોવાનો અધિકાર નહિ ?"

૩

તે પછી તો ઘણીએવાર એ જ ઝાડની નીચે જઇને બેઠો છું પણ દાદાના એ પ્રકાશોજ્જવલ મુખનાં દર્શન નથી થયાં; હા, એમના હસ્તાક્ષરના દર્શન વારંવાર થયા કર્યા છે; અમે બંને ભાઇ બહેને સાથે બેસીને એકાંતે પેલી આમ્રતરૂકૂંજમાં એવા કેટલા કાગળો-વાંચ્યા છે! એમાંની વાતો વાંચીને અમારી આંખો કેટ-કેટલી વાર આંસુથી ભરાઇ છે, ને તુળજાએ પણ દાદાના એ અણ-ધાર્યા મિલનની વાત કેટલા રસ પૂર્વક ફરી ફરીને કરી છે? આજે પણ એક કાગળ સંઘરી રાખ્યો છે. ત્યારે હું નાનો નથી રહ્યો. યૌવન એની સબળી આંધી ને અદમ્ય આકાંક્ષા સાથે મારા મંદિરના બારણા ખખડાવી રહ્યું છે, પણ મારા સિંહાસને જે બેઠું છે એ તો એવું મહાન છે કે કોઇ ક્ષુદ્ર, ગલીચ આકાંક્ષાને એની પાસે ઢૂંકવાની હિંમત નથી. એ સમયનો આ સ્મરણીય પત્ર છે. એ લખતા હતા—" તમને કદાચ જાણવાનું મન થશે કે મેં ઘર શા માટે છોડયું? હું એવો નિષ્ઠુર કેમ થયો. મેં પણ ઘર છોડતાં કાંઇ ઓછું વેઠ્યું નથી. અમારા સંન્યાસીના વસ્ત્રો નીચે જો કોઇ તપાસ કરે તો ખબર પડે કે કેવી કેવી મમતા અમારા ખૂણે ખૂણે ભરાઇ બેઠી છે. ઓરડો વટા-વતાં ઊંબરો રોકતો હતો ને ઊંબરો વટાવતાં બાગનું એકેએક પાંદડું હજાર હજાર જીભ કરીને અમારા કાનમાં કહેતું હતું "રહી જાઓને, આજની રાત રહી જાઓરે" માનું અશ્રુમાર્જિત મોં છાતીને ચીરી નાખતું હતું. ને તુળજા તું યે કાંઇ સુઇ નહોતી રહી, તેં તો આજે પણ મારો પીછો કયાં છોડયો છે? ને જયાં વાણીને મન પહોંચી શકતાં નથી ત્યાં પણ તું મારો પીછો છોડ-વાની નથી. ને એવો શું એક જ છું? આ અમારા અંધારીઆ

સાંકડા ઓરડામાં કેટલીયે તુળજા ને ગિરજાઓ દિવસમાં સેંકડોવાર આવે છે. અહીં એમનાં ને અમારાં આંસુ પાડવામાં બાકી નથી રહ્યું; ને છતાંએ અમે અમારા પગ આ ઓરડાની સાથે ખીલા મારીને જડી લીધા છે, કે ભાગી છૂટવાનું મન થાય તોયે ભગાય નહિ. એને જ સાધાના કહે છે. જેમાં ત્યાગ ન હોય, જેમાં આ જન્મે જ મૃત્યુની વેદના ને જીવનની લાલચ વેઠવાનાં ન હોય એ સાધના શાની ?

## Blessed are Those who Suffer

હિંદુસ્તાન દેશ જીવી રહ્યો છે એનું કારણ રખે તમે એમ માનતા કે થોડાક રાજા–મહારાજા, થોડાક પંડિતો, થોડીક યુનીવર્સીટીઓ કે થોડીક લશ્કરી છાવણીઓ છે. આપણો દેશ મરી નથી ગયો એનું કારણ તો અમારા કાંટાલપાડાના મઠ જેવા મઠો છૂટાછવાયા પડયા છે એ છે: દાસરાષ્ટ્રની એ દોલત છે. જેનો આધાર લઇને એમનો સ્વાધીનતા લેવાનો મહાવ્યાપાર મંડાવાનો છે. એટલે ભલે અમે ચીંથરેહાલ હોઇએ, અમારા મઠમાં માટીના અધફૂટેલા ઠોબરા સિવાય એક પણ વાસણ ન હોય, ને અમારા મૃતદેહ પર આંસુ પાડનાર એક પણ પ્રિયજન ન હોય તો પણ–આ કોલસાની ખાણમાં આપણે જ રત્નો છીએ. કારણ કે આપણે સૌને મોતમાંથી જીવન તરફ લઇ જઇએ છીએ.

પ્રાણી શાસ્ત્રીઓ કહે છે કે પ્રાણીઓમાં ભાઇચારા જેવી વસ્તુ નથી. જો એમ હોય તો આપણે એ કોટીમાંથી ધીરે ધીરે નીકળતા જઇએ છીએ. નહિતર કયાં હું ને કયાં અનંત, કયાં ધીરેન ને કયાં નિર્મળ, અમે સહુ પ્રાંત પ્રાંત ને કોમકોમના વિવિધભાષાવાળા શા માટે એકઠા થયા છીએ ? શા માટે એકબીજા માટે સહીએ

છીએ? હજુ ગઇ કાલે જ અમારા ઘર પર ધાડ આવી. હું ને અનંત અંદર હતા, એને ખબર હતી કે પોલીસ મને પકડવા આવે છે. એણે બારણું બંધ કરી બારીએથી મને કાઢી મૂક્યો; ને પછી જ બારણું ઉઘેડ્યું. આજે એ કારાગારમાં છે. મારો પત્તો આપવા એને રીબાવતા હશે. શા માટે એ સહન કરે છે?

ગુલામીનું ભાન એ પશુપણામાંથી મનુષ્યત્વ તરફ જવાનો દરવાજો છે. સકળસૃષ્ટિના ગુલામો પ્રત્યે મમતા ને બાંધવભાવ એ એનો રાહ છે. આજસુધી આપણે માત્ર જીભે બોલવા પૂરતા જ ભાઇઓ હતા; એટલે સૌએ પોત પોતાનું સંભાળ્યું. પરિણામે સૌએ સૌનું ખોયું.

સૌનું એવું દિલ્હી, સૌનું અવું કાશ્મીર, સૌનો એવો હિમાચળ આપણો નથી. આ ધરતી કેમ કઠોર, રસકસહીન લાગે છે ખબર છે? કારણકે એ આપણી નથી, આપણે બીજાના હાથમાં એને રગદોળાવા દીધી છે. ચિત્તોડના જયસ્તંભ પર આજે પ્રતાપ રડે છે. હિમાચળ તથા ગિરીજા આજે રડે છે. માવળાઓનો વૃદ્ધને વિશાળકાય સહ્યાદ્રી આજે રડે છે, જાહ્નવીનું રૂદન સાંભળ્યું છે? પ્રયાગરાજને કાંઠે જઇને સાંભળજો તો ખરા? અરે સારો ઇતિહાસ રડે છે, જરા કાન તો દો. ઇસ્લામ ને હિંદુ રડે છે, ઉત્તરાપથ ને દક્ષિણાપથ રડે છે. હા પણ એ રૂદન સાંભળવા માટે કાન જોઇએ. જેને હૈયા સાથે સીધો સંબંધ હોય. જેના હૈયા પર જામેલા સ્વાર્થના પોપડા આંખના નીર વતી ધોવાઇ ગયા હોય અમે આ અમારા તૂટુંતૂટું થતા છાપરા હેઠળ એ સાંભળીએ છીએ કારણકે સમગ્ર ભારતવર્ષ કન્યાકુમારીથી કાશ્મીર સુધીનો અહીં એકઠો થઇને રડે છે. આંખમાંથી લાલ લોહી ટપકાવીને. ને એ લોહીની દાહકશક્તિએ અમને દઝાડ્યા છે. આજે તો અહીં મહાદવ લાગ્યો છે. ને એમાં અમારા

સાંકડા ઓરડામાં કેટલીયે તુળજા ને ગિરજાઓ દિવસમાં સેંકડોવાર આવે છે. અહીં એમનાં ને અમારાં આંસુ પાડવામાં બાકી નથી રહ્યું; ને છતાંએ અમે અમારા પગ આ ઓરડાની સાથે ખીલા મારીને જડી લીધા છે, કે ભાગી છૂટવાનું મન થાય તોયે ભગાય નહિ. એને જ સાધાના કહે છે. જેમાં ત્યાગ ન હોય, જેમાં આ જન્મે જ મૃત્યુની વેદના ને જીવનની લાલચ વેઠવાનાં ન હોય એ સાધના શાની ?

## Blessed are Those who Suffer

હિંદુસ્તાન દેશ જીવી રહ્યો છે એનું કારણ રખે તમે એમ માનતા કે થોડાક રાજા–મહારાજા, થોડાક પંડિતો, થોડીક યુનીવર્સીટીઓ કે થોડીક લશ્કરી છાવણીઓ છે. આપણો દેશ મરી નથી ગયો એનું કારણ તો અમારા કાંટાલપાડાના મઠ જેવા મઠો છૂટાછવાયા પડયા છે એ છે. દાસરાષ્ટ્રની એ દોલત છે. જેનો આધાર લઇને એમનો સ્વાધીનતા લેવાનો મહાવ્યાપાર મંડાવાનો છે. એટલે ભલે અમે ચીંથરેહાલ હોઇએ, અમારા મઠમાં માટીના અધફૂટેલા ઠામરા સિવાય એક પણ વાસણ ન હોય, ને અમારા મૃતદેહ પર આંસુ પાડનાર એક પણ પ્રિયજન ન હોય તો પણ–આ કોલસાની ખાણમાં આપણે જ રત્નો છીએ. કારણ કે આપણે સૌને મોતમાંથી જીવન તરફ લઇ જઇએ છીએ.

પ્રાણી શાસ્ત્રીઓ કહે છે કે પ્રાણીઓમાં ભાઇચારા જેવી વસ્તુ નથી. જો એમ હોય તો આપણે એ કોટીમાંથી ધીરે ધીરે નીકળતા જઇએ છીએ. નહિતર કયાં હું ને કયાં અનંત, કયાં ધીરેન ને કયાં નિર્મળ, અમે સહુ પ્રાંત પ્રાંત ને કોમકોમના વિવિધભાષાવાળા શા માટે એકઠા થયા છીએ? શા માટે એકબીજા માટે સહીએ

છીએ? હજુ ગઇ કાલે જ અમારા ઘર પર ધાડ આવી. હું ને અનંત અંદર હતા, એને ખબર હતી કે પોલીસ મને પકડવા આવે છે. એણે બારણું બંધ કરી બારીએથી મને કાઢી મૂકયો; ને પછી જ બારણું ઊઘેડ્યું. આજે એ કારાગારમાં છે. મારો પત્તો આપવા એને રીબાવતા હશે. શા માટે એ સહન કરે છે?

ગુલામીનું ભાન એ પશુપણામાંથી મનુષ્યત્વ તરફ જવાના દરવાજો છે. સકળસૃષ્ટિના ગુલામો પ્રત્યે મમતા ને બાંધવભાવ એ એના રાહ છે. આજસુધી આપણે માત્ર જીભે બોલવા પૂરતા જ ભાઇઓ હતા; એટલે સૌએ પોત પોતાનું સંભાળ્યું. પરિણામે સૌએ સૌનું ખોયું.

સૌનું એવું દિલ્હી, સૌનું અવું કાશ્મીર, સૌને। એવો હિમાચળ આપણો નથી. આ ધરતી કેમ કઠોર, રસકસહીન લાગે છે ખબર છે! કારણકે એ આપણી નથી, આપણે બીજાના હાથમાં એને રગદોળાવા દીધી છે. ચિત્તોડના જયસ્તંભ પર આજે પ્રતાપ રડે છે. હિમાચળ તથા ગિરીજા આજે રડે છે. માવળાઓના વૃદ્ધને વિશાળકાય સહ્યાદ્રી આજે રડે છે, જાહ્નવીનું રૂદન સાંભળ્યું છે? પ્રયાગરાજને કાંઠે જઇને સાંભળજો તો ખરા? અરે સારો ઇતિહાસ રડે છે, જરા કાન તો દો. ઇસ્લામ ને હિંદુ રડે છે, ઉત્તરાપથ ને દક્ષિણાપથ રડે છે. હા પણ એ રૂદન સાંભળવા માટે કાન જોઇએ. જેને હૈયા સાથે સીધો સંબંધ હોય. જેના હૈયા પર જામેલા સ્વાર્થના પોપડા આંખના નીર વતી ધોવાઇ ગયા હોય અમે આ અમારા તૂટુંતૂટું થતા છાપરા હેઠળ એ સાંભળીએ છીએ કારણકે સમગ્ર ભારતવર્ષ કન્યાકુમારીથી કાશ્મીર સુધીને। અહીં એકઠો થઇને રડે છે. આંખમાંથી લાલ લોહી ટપકાવીને. ને એ લોહીની દાહકશક્તિએ અમને દઝાડ્યા છે. આજે તો અહીં માહાદન લાગ્યો છે. ને એમાં અમારા

પાપો, અમારી ભૂલો, અમારો અંધાપો બળી રહ્યાં છે; ને એ વેદનામાંથી એશિયાના ધર્મસમ્રાટનું ધર્મચક્રપરિવર્તન, ગુપ્તસમ્રાટોનો સુવર્ણયુગ, મોગલોની કલાપ્રિયતા, રજપૂતાણીઓનાં જૌહર, શિવરાજનાં સ્વપ્નાં, લક્ષ્મીબાઈ ને બેગમસાહબાનાં બલિદાનો કરૂણારૂણ રાગે રૂદન કરી રહ્યાં છે; હૈયામાંના અમીચંદો ને રાધોબા-સધળો સ્વાર્થ ને સર્વકાયાભય નહિ બળી રહે ત્યાં સુધી એ રૂદન ચાલુ જ રહેવાનું છે. આપણને જંપીને બેસવા દેવાનું નથી. ક્યાં બેસશું ? રાષ્ટ્રના ખૂણેખૂણેથી વિલાપના કરૂણ છતાં પ્રબળ-છાતી વીંધીને સ્વાર્પણ માત્રને છલકાવીને મૂકે એવા સૂર ઊઠવાના છે.

મને તો કર્ણફૂલી હંમેશાં રડતી લાગે છે. એને એક કાંઠે સરકારી કોઠી ને બીજે કાંઠે આપણું મકાન છે. એ રડે છે કારણ કે એમાં નહાનારા એટલાં બધાં બાળકો, એટલી બધી સ્ત્રીઓ, એટલા બધા જુવાનોમાંથી કોઈને ઊજળા જીવતરનું ભાન નથી; રડે છે કારણ કે તાકાત છતાં ભાન નથી. નદી રડે છે કારણ કે એને ખબર છે કે એના નીરમાં કોઈ ગુલામીનો મેલ ઉતારતું નથી, કોઈ કાયરતાની ધૂળ ખંખેરતું નથી, એ રડે છે કારણ કે એક નિરાંતે ઊંઘે છે ને બીજો ચોકી કરે છે. રખેને નિર્બળતા ને ન્યોચ્છાવરીનો ઝંઝાવાત આવીને ઊંઘતાની ઊંઘ ઉડાડી મૂકે. નદી રડે છે આ છતી આંખના અંધાપા પર.

તુળજા ! જે આ યુગમાં જુવાન છે એ ધન્ય છે, કે ઈશ્વરે એને નવવિધાન માટે તાકાત બક્ષી છે.

જે આ યુગમાં જન્મે છે તે ધન્ય છે કે ઈશ્વરે એને ભવ્ય ને ગૌરવશીલ ભૂત ને આશા-ઉજાસપૂર્ણભવિષ્ય બક્ષ્યાં છે. જે આ યુગમાં તટસ્થ છે એ અધન્ય છે કે ઈશ્વરે એને ગણતરી કરવાનું મગજ ને ફૂટલી કોડી જેવી આંખ બક્ષ્યાં છે.

"સંભવ છે કે આપણે આમાંજ ખપી જઈએ, ને આપણી પેઢીઓ પણ ખપી જાય, પણ એથી શું? મોત તો સાતમે પાતાળે પેસશું તોયે છોડવાનું નથી. એટલે તો મોતને આપણા યાત્રારથનું એક પૈડું બનાવી દઈશું. યમરાજ આપણી યાત્રાનો છડીદાર બનશે,"

અમને દીક્ષા આપતી વખતનું દાદાનું આ પ્રવચન હતું. અમે ભાઈબહેનેં નક્કી કરી લીધું હતું કે અમારે તો આ મૃત્યું જીતોની ફોજમાં ભળી જવાનું.

ને તે દિવસથી મારૂં કામ જ્યાં જાઉં ત્યાં આ મૃત્યુંજય મંત્રનો જાપ કરવાનું છે, કોલેજમાં આ સિવાય કોઈ રટણ નથી, આંબાની નીચે મારી બીજી કોઈ સાધના—સમાધિ નથી, બીજી કોઈ કામના પણ રહી નથી, દાદાને જોવાની હોંશ પણ હવે નથી.

ઓચિંતાના એક દિવસે વીજળી પડે તેમ સમાચાર આવ્યા કે અખંડ તપતા સામ્રાજ્યના લાટસાહેબે અમારી તુમાખીને ઠેકાણે લાવવા અમારા દેહના બે ફાડીઆં કરવા માગ્યા હતા; પણ એને ખબર નહિ હતી કે અમે તો જરાસંધની પ્રજા હતા; રાખથી ભારેલો અગ્નિ ભભૂકી ઉઠે ને એની જ્વાલા જતી ઘરના મોભારે અડકે તેમ બંગાળા જ નહિ પણ સમસ્ત રાષ્ટ્ર એક ભયાનક હુંકાર કરતો બેઠો થઈ ગયો.

એ દિવસો! શહેરો તો શું પણ દૂર દૂરના ગામડાંઓએ પણ એ વિદારક અપમાનનો સામનો કર્યો હતો; તે નિર્ણિત દિવસે બંગાલની આખી જનતાએ એકબીજાને રક્ષાબંધન કર્યા હતા, ને જ્યાં સુધી એ અપમાન પાછું ન ખેંચી લેવામાં આવે ત્યાં સુધી મોજશોખ નહિ કરવાની લાખો માણસોએ પ્રતિજ્ઞા લીધી હતી. અમે

પણ તે દિવસે વહેલા પ્રાતઃકાળ પહેલાં નદી પર સ્નાન કરવા ગયા હતા. સામે કાંઠે વારંવાર શંખધ્વનિ સાથે વંદેમાતરમ્ ને હુલુલુ ધ્વનિ આવતા હતા. મને તુળજાએ રક્ષાબંધન બાંધ્યું હતું ને મેં તુળજાને બાંધ્યું હતું; તુળજાએ એની રાણી છાપની કાચની બંગડીઓ ભાંગીને નદીમાં ફેંકી દીધી હતી, લોકો એ દિવસોમાં એને રાંડીછાપની બંગડીઓ કહેતા હતા–જે કોઈ એ પહેરશે એ વિધવા થઈ જશે, ને ફરીવાર બંગડી પહેરવાનો અવસર જ નહિ મળે એમ કહેતા.

હું ઘરમાં ભાગ્યે જ રહેતો. સવારમાં વહેલો નીકળીને ગામડામાં નાસી જતો–કૉલેજમાં તો જવાનું જ નહિ હતું કારણકે ચતુર્વિધ કાર્યક્રમને અનુસરીને મેં સરકારી કૉલેજનો ત્યાગ કર્યો હતો–ને રાષ્ટ્રીય કૉલેજ તો કલકત્તામાં જ હતી. એટલે હું સવારથી સાંજ સુધી ગામડામાં ભટકયા કરતો. વંટોળીઆની પેઠે રોજના દસ વીસ ગામ ભમતો. ને લોકોના ટોળાં–અદ્ભુત હતાં. આઠ આઠ દસદસ ગાઉથી ગાડાં જોડીને હજારોનો સમુદાય સાંભળવા એકઠો થતો. મને ખબર મળ્યા હતા કે અનુશીલન સમિતિએ ઠેર ઠેર બળવો કરી પોતપોતાના ગામોનો કબ્જો લેવાનું નક્કી કર્યું હતું એટલે વાતોમાં લોકોને એનો પણ ઇશારો કરી; દેતો ને તૈયાર રહેવા સૂચવતો. ઘેર આવી તુળજાને આખા દિવસની રખડપાટની વાત કરતો; પિતાજીની ગેરહાજરીમાં કોઈ કોઈવાર બંદૂકની નિશાનબાજી પણ શીખવતો. એકવાર તળાવડીને કાંઠે એમ નિશાનબાજી ચાલતી હતી, ને હું નળી પાસે આંગળી રાખીને "આમ રાખ" એમ કહેતો હતો, ત્યાં ધડુમ દઈને અવાજ થયો, મારી આંગળીના ચૂરા ઉડાડી દઈને, ગોળી સનસનાટ કરતી ચાલી ગઈ. તુળજાના હાથમાંથી પણ બંદૂક પડી ગઈ, એનાથી ભૂલમાં ઘોડો દબાઈ

ગયો હતો; એણે હઠ લીધી. "ના, મારે હવે નથી શીખવું" મહામહેનતે એક અઠવાડિયા પછી ફરી એ નિશાનબાજી ચલાવવા તૈયાર થઇ. એને કયાં ખબર હતી કે એ નિશાનબાજી જ એક દિવસે મારા શ્રેષ્ઠતમ સુખનો નાશ કરવાની હતી?

એ દિવસો દરમ્યાન એક બીજી વસ્તુ પણ પિતાજીથી છાના છાના અમે કરતા. ને તે સાવ સાવ સાદો ને બેસ્વાદ ખોરાક ખાવાનું. અમને ખબર હતી કે ગરીબાઇ તો અમારી ચિરસંગીની થવાની હતી. એટલે અત્યારથી જ અમે એની જોડે સખીપણાં કરવા માંડયા હતાં. તુળજા ઘણીવાર મારી પાસે દેશનો નકશો મગાવી એની અંદર જોઇ કોઇકોઇ વાર કહેતી. "તું કહે છે ભાઇ, પણ આવડા મોટા પ્રદેશને આપણે કઇ રીતે જીતી શકવાના હતા ?" હું કહેતો "બહેન તને ખબર નથી. આપણે કયાં એકલા છીએ. અનુશીલન સમિતીએ તો ઠેર ઠેર છે. આપણે જે ઘડીએ બહાર પડશું તે ઘડીએ જ આપણી આજુબાજુ કેટલા યે આવીને ઊભા રહેશે." અહા ! કેવી બાળક જેવી એ કલ્પનાઓ હતી. આજે અનુભવે હું જુદું શીખ્યો છું, પણ એ બાળકલ્પના જે જોમ આપી શકતી, સડેલા ચીંથરાની જેમ દેહને ઓળઘોળ કરી નાખવાની હોંશ આપતી એ હોંશ આજે આટલો અનુભવ આપી શકતો નથી.

અમે કાગને ડોળે શહેરમાં રમખાણ ફાટી નીકળવાની રાહ જોતા હતા. હું શહેરમાં જતો ત્યારે પણ કયી ગલીઓમાં કિલ્લેબંધી કરી શકાય એ વિચાર્યા કરતો. મને એ વખતે એટલી પણ ખબર નહિ હતી કે અમારી પાસે હથિયારો છે કે નહિ, અમારી પાસે તાલીમબદ્ધ માણસો છે કે નહિ, હું તો મનમાં એમ જ ધારતો કે આખી પ્રજા અમારું લશ્કર છે, ભાવના એ

અમારું હથિયાર છે; કૉલેજના વિદ્યાર્થીઓ શું થોડા જ એ ક્ષણે બેઠાબેઠા ભણ્યા કરવાના હતા ? તેઓ તો દોડશે સરકારી મેગેઝીન પર.

પણ એ સ્વપ્નું એક દિવસે પ્રભાતકાળે કડડભૂસ કરતું તૂટી પડ્યું.

૪

એક સાયંકાળે હું ગામડામાંથી આવીને મેડી ઉપર જતો હતો ત્યાં રામચરણે આવીને કહ્યું.

"નાનાભાઇ, બાબુજી તમને બોલાવે છે."

હું સીધો દિવાનખાનામાં ગયો. જોઉં તો પિતાજી આંટા મારે છે. મને એક ખુરશી બતાવી કહે.

"બેસ."

બીજી ખુરશી ખેંચીને બેસતાં કહ્યું. "ક્યાં ગયો હતો ?"

"ગામડામાં."

"ભાષણો કરવા ?"

"હા."

"તારા મોટાભાઇને ઘર શા માટે છોડવું પડ્યું એ ખબર છે ?"

મેં શાંતિથી કહ્યું "હા."

"ના, તને ખબર નથી. નહિતર તું મને આમ દુઃખી કરવાનો રસ્તો ન લેત. તું એમ ન માનતો કે મને અચ્યુતનો માર્ગ પસંદ નથી, પણ બધા એક જ રસ્તે, એક જ ઝડપે જઇ શકતા નથી. જાગીરદાર ને કિસાન, સાધનસંપન્ન ને અકિંચનના માર્ગો જુદા છે."

"એટલે સાધનસંપન્ને ગવર્નરને હારતોરા પહેરાવવા ને સાધન-વિહિનોએ યુગાંતર કરવો ખરું ?"

એમણે સહેજ ફીકકું હસીને કહ્યું "બે માર્ગો જુદા છે એમ કહ્યું વિરોધી છે એમ નહિ. પ્રત્યેક માણસને માથે એની ઇચ્છા કે અનિચ્છા છતાં, કંઈક ફરજો આવી પડી હોય છે ને એ ફરજો જ એના કર્માકર્મને નક્કી કરે છે, એ તું સમજી શકે છે ?"

હું મૂંગો રહ્યો.

"તું જો જમીનદાર તરીકે રહે તો તારી ને અહીંના કિસાનના છોકરાની ફરજો એક જ પ્રકારની નથી. તારો ને એનો બોજો એક જ સરખો નથી. એટલે તારા માર્ગ તેમ જ તારી ઝડપમાં પણ તફાવત રહેવાનો."

"એનો અર્થ એ થયો કે મારે ચૂપચાપ બેસી રહીને ખુશામત કર્યા કરવી. એના કરતાં તો જમીનદાર ન રહેવું એ જ બહેતર છે."

પિતાજી મૂંગા રહ્યા—થોડીવારે પોતાને જ કહેતા હોય તેમ કહ્યું:

"મારું એ સામર્થ્ય નથી, મને મારા વડીલે એક બોજો સોંપ્યો છે. એને હું નિર્જન રસ્તા પર ફેંકીને ચાલતા થવામાં મારો ધર્મ સચવાય એમ મારું મન કહેતું નથી. પછી તો એ કોઈ ચોરના હાથમાં પણ પડે, લૂંટારા લૂંટી પણ જાય; અચ્યુતને પણ આવી જ એક સંધ્યાએ આ સમજાવ્યું હતું, પિતા થઈને કરગર્યો હતો કે "મને એકાકી નિરાધાર કરીને ન ચાલ્યો જા, દુશ્મનોમાં મારી હાંસી ન કરાવ, છતે પુત્રે મને વાંઝીયો ન કર" એમણે રૂમાલવતી આંસુ લૂછ્યા "પણ એ ન માન્યો. મેં પણ એને તે પછી કોઈ દિવસ મનાવ્યો નથી. મનમાંયે એને દોષ

દીધો નથી, ઊલટું એના ક્ષેમ માટે મનમાં ઈશ્વરને પ્રાર્થના કરી છે. તું જઈશ તો પણ રોકી શકવાનો નથી. ”......એ થોડીવાર થંભ્યા ને વળી કહ્યું “ આવડી વિશાળ જાગીરદારી હોઈયાં કરી જવા તારા કેટલાયે પિતરાઈઓ ટાંપી રહ્યા છે, હું એમના હાથમાં કોઈ સંજોગોમાં એ જવા દેવા માગતો નથી. એમનામાં એ લાયકાત જ નથી; ને નાલાયકોના હાથમાં જવાબદારી સોંપુ તો મારા આત્માને પણ અસદ્‌ગતિ થાય, બધો આધાર તારા પર છે. આજે જ મને પોલીસના વડાનો કાગળ મળ્યો છે. એ સૂચવે છે કે મારે તને અંકૂશમાં રાખવો, ને બદમાશોની ટોળીમાં ભળી જતાં અટકાવવો. એ માટે જામીનગીરી ભરી જવી, નહિતર તને વારસાહક્કમાંથી રદબાતલ કરવામાં આવશે. ”

“ એમને લખજો કે એ તો બદમાશોની ટોળી સાથે ભળી ગયો છે ” હું ખુરશીમાંથી ઊભો થયો.

“ઘડીએક થોભ, તારી જો એવી જ ઇચ્છા હોય તો હું તને રોકી નહિ રાખું, પણ તો મારો ઇરાદો જાગીરની જમીન એના ખેડનારાઓને Gift તરીકે અઘાટ હક્કે આપી દેવાનો છે. તું એમાં સંમત છે ને?”

હું આશ્ચર્યચકિત થઈને જોઈ રહ્યો. આખરે કહ્યું.

“મને જરાયે વાંધો નથી પણ તમે તુળજાના નામ પર શા માટે ન રાખી જાઓ?”

“તુળજા એ કામ ન કરી શકે, સંસારની અનેક ખટપટોનો બોજ, બેધડકપણે અપરાજિત મને વહેવાની તાલીમ સ્ત્રીઓને નથી મળી. એનું જેટલું કરવું જોઈએ તેટલું કરી જઈશ.” થોડીવાર મૂંગા રહીને કહે.

"ઠીક જા, પણ ઊભો રહે તો" હું પાછો ફરીને જોઉં તો પિતાજીની કાંતિ અલોપ થઈ ગઈ હતી. જાણે એમને કોઈક ગળું ભીંસીને મારી નાખતું હતું ને એમનાથી આંગળી પણ ઊંચકાતી નહતી.

ગળું સાફ કરતાં એમણે કહ્યું.

"તારે નેશનલ કોલેજમાં ભણવા જવું છે ?"

મારાથી ત્યાં ઊભા રહેવાય તેમ નહિ હતું—જાણે હું અંગ-પ્રત્યંગમાં દાઝતો હતો. મેં ઝડપથી કહ્યું.

"ના."

ને ઉપર જઈને મોકળે મોંએ રડી પડ્યો. રાત્રે પિતાજી સાથે ખાવા બેઠો પણ મારાથી ઊંચું જોવાતું નહોતું. ઉપર જઈને પથારીમાં પડખાં ઘસતો હતો ત્યાં રામચરણે આવીને કવર આપ્યું.

"બાબુજીને ભેજા હૈ"

તોડીને જોયું તો અંદર એક હજાર રૂપિયાની નોટનો કટકો હતો. નાનકડી ચબરખીમાં લખ્યું હતું.

"તું બને તેટલો વહેલો નીકળી જા" પિતાજીએ મને ગૃહત્યાગની આજ્ઞા કરી હતી. મેં અભિમાનપૂર્વક માથું ઊંચું કર્યું. ને રામચરણને નોટ પાછી આપતાં કહ્યું.

"બાબુજીને જઈને કહે કે નાના ભાઈ આપની આજ્ઞા મુજબ કરશે."

ટ્રંક ખોલીને મારા કપડાં કાઢતો હતો ત્યાં થયું કે જેમની નોટ પાછી ધકેલી એના કપડાં લઈશ ? એમાં જીવ વળગશે ? ધડાક દઈને મેં ટ્રંક વાસી દીધી. અભિમાન ! અભિમાન ! પાછો ફરીને

જોઉં તો વિષાદની પ્રતિમા જેવી દીદી હાથમાં પેલી નોટનો ટુકડો લઇને ઊભી હતી.

"પિતાજીએ મને બધું કહ્યું. તારે જવું હોય તો જા, પણ આટલા પૈસા લેતો જા" એણે ગદ્‌ગદિત કંઠે કહ્યું.

"જેમની જાગીર મારે નથી જોઇતી એમના રૂપિયા મારે શા માટે લેવા ?"

"જાગીર નથી જોઇતી એમ ન કહેવાય, પણ જવાબદારી નથી જોઇતી એમ કહેવાય."

"તો તેમ"

"તું ક્યારે જવાનો છે ?"

"હમણાં જ."

"ક્યાં ?"

"નશીબ જ્યાં લઇ જશે ત્યાં. દાદાની પાસે."

"ત્યાં જ જજે." એણે ભાર દઇને કહ્યું ને મારા ખિસ્સામાં નોટ મૂકવા માંડી. મેં ગુસ્સાથી કહ્યું "મારે એ નથી જોઇતી."

"અઢાર વર્ષ સુધી લીધું. ને એક દિવસ વધારે લઇશ તો નહિ બગડી જાય, માનને કે એ તો હું આપું છું."

એણે મારી ટ્રંક ઉઘાડી કપડાં ગોઠવ્યાં. એક ઓવરકોટ કાઢીને મારા પગ પાસે મૂક્યો. ટેબલના ખાનામાંથી નાનકડી પિસ્તોલ કાઢીને મૂકી ને પછી નીચે ચાલી ગઇ. થોડીવારે એક હાથમાં કંકાવટી ને બીજા હાથમાં સાકર નાખેલું દહીં લાવીને કહે

"આટલું ખાઈને જજે."

મારું ગળું રૂંધાતું હતું; પણ મેં થોડું ખાધું; આંખમાં આંસુ સાથે નમસ્કાર કર્યા ને કહ્યું "દીદી ક્યારે મળશું ?"

"પિતાજી મુક્ત કરશે ત્યારે મારી મેળાએ ચાલી આવીશ." એણે હસીને કહ્યું "મને અહીં થોડું જ ગમવાનું છે ? હું કેમ કરીને બાની સોંપણને ફગાવી દઈ શકું ?"

"તારા બધા રોગદોગ ભગવાન મારા પર નાખે, પણ તને ક્ષેમકુશળ રાખે" કહી એણે મારા કપાળમાં ચાંલ્લો કર્યો ને કહ્યું "નીચે હોડી તૈયાર છે, રામચરણ, લઈ જા જોઈએ."

હોડીમાં પગ મૂક્યો ત્યાં તુળજાએ કહ્યું.

"પિતાજીને નમસ્કાર કર્યા ?"

મેં કહ્યું "મારા વતી તું કરી આવજે."

"ના એ ન ચાલે, ઉપર જઈને પગે લાગી આવ."

"આગ્રહ છોડી દે દીદી, મારી હિંમત નથી." કહી મેં માઝીને કહ્યું 'ચલાવ' હોડીના પહેલા ખટકારા સાથે જ મેં સાંભળ્યું "દાદાને મારા વતી પ્રણામ કરજે."

હિંમત નથી એમ મેં કહ્યું હતું, પણ સાચો શબ્દ તો 'મન નથી' એ હતો. મને કરમફૂટેલને એ ખબર નહિ હતી કે કોઈ પુણ્યયાત્રા આવેશ, અહંકાર ને જૂઠાણાંનો ત્રિવિધ બોજો માથે ઉપાડીને થઈ શકતી નથી. દીદીનો આગ્રહ નહિ માનીને મેં શું ગુમાવ્યું છે એ આજે મને સમજાય છે. પણ તે દહાડે તો મને આટલી જબરદસ્ત સ્નેહ ગાંઠ કાપતાં કોઈ ભારે દુઃખ થયાનું સ્મરણ

નથી. ઊલટું કોઈક મહાન ત્યાગ કર્યાનો ગર્વ જ મારાં મનમાં રમ્યા કરતો હોવાનું દીવા જેવું સ્પષ્ટ સ્મરણ છે.

આજે અનુભવે હું સમજ્યો છું કે જીવન એ ઇચ્છા તૃપ્તિ માટે મળેલી વસ્તુ જ નથી. એટલે ઇચ્છા ફળીભૂત થતાં જીવન મળી ગયું એમ માનીને હરખાતા લોકોને જોઉં છું ત્યારે મને દર્પણમાં ચંદ્ર પકડવા મથતા બાળક રામની વાત યાદ આવે છે; પણ એ બધું તો મોડું સમજ્યો. તે દહાડાનું સ્મરણ તો મને મેં માનેલા કોઈક મહાન ત્યાગને પરિણામે જન્મેલ આનંદ પુલકિત અહંનું જ છે. ને એટલે જ મને તે દહાડે તુળજા આખરે તો સ્ત્રી જ, એનામાં દેશને માટે ગૃહત્યાગ કરવાનું મહાસામર્થ્ય હોય જ નહિ એવો એક તુચ્છ વિચાર અંતઃસ્તલમાં આવી ગયેલો.

પણ—આજે—ખેર, જવા દો. એ ઘોર અંધારામાં મનની આટલી પૂંજી સાથે મેં ઘર છોડયાની વાત જ લંબાવવા દો.

## ૫

કલકત્તાના આઉટરામ ઘાટ ઉપર ઊતરતાં જ મેં મારો ઓવરકોટ ને કપડાં માછીને આપી દીધાં. કેવળ એક જોડ કપડાં ભેર જ પેલા કાંટાલપાડાના અવધૂતોના મઠની આગળ આવીને જોઉં તો ત્યાં તો લાલ પાઘડીઓની ફોજ ઊભી છે. બે ચાર ટોપાવાળાઓ આંટા મારે છે, બેઠા ઘાટના એ મકાનના નાનકડા ફળીમાં સામાનનો ઢગલો કર્યો છે. વૈરાગીઓમાંનું તો કોઈ દેખાતું નથી.

રાજ્યદ્રોહના અખાડા જેવા એક મેસમાં જઈને પૂછું તો ખબર મળ્યા કે જે મહાન યુગાંતરની હું રાહ જોતો હતો એ કાવતરૂં તો પકડાઈ ગયું છે. ને આજ સવારે જ કાંટાલપાડાની એ

ટોળીના શિરોમણીઓને ગિરફતાર કરી અલીપૂર લઇ ગયા છે. કલકત્તામાં જ નહિ પણ ઢાકા વિગેરે બીજા શહેરોની અનુશીલન સમિતિઓને પણ ગેરકાદે ઠરાવી એના સભ્યોની ધરપકડ કરી છે. સરકારનો ઇરાદો એ બધાને કાળેપાણીએ મોકલી આપવાનો છે. મેં અચ્યુતભાઇના સમાચાર પૂછ્યા તો ખબર પડી કે દાદાને તો મારા કરતાં સારું કલકત્તા વધારે પિછાણતું હતું. અચ્યુત મલીકને તો કૉલેજ ને મેસના છોકરાઓ દેવની જેમ પૂજતા હતા.

"એમણે તો અમને માણસ બનાવ્યા. દર શનિવારે અહીં જમવા આવતા, ને જમ્યા પછી અનેક દેશોની ક્રાંતિની વાત કરતા. શેખસ્પીયર, ડેન્ટન, મરાટ, ગેરીબાલ્ડી, મેઝીની, એ બધાની એવી તો વાતો કરતા કે એ ક્ષણે તો અમે ક્ષુદ્રમાંથી મહાન બની જતા. જાણે અમારે માટે કશુંએ અશક્ય નથી; પણ હમણાંથી તો આવી જ ન શકતા. એમની પાછળ સી. આઇ. ડી. ફરતા જ હોય એટલે કોઇવાર સાધુ બને, તો કોઇવાર પંજાબી, કોઇવાર ઇસ્કીમીઆં થાય, એક વાર તો પાદરી ખુદા બનીને આવેલા" જે છોકરાને મેં પૂછેલું એણે વાત કરી ને ઉમેર્યું "સરકાર ગમે તેમ કરે પણ અનુશીલન સમિતિને એ તોડી શકવાની નથી."

મને ઘડીભર થયું કે એને કહી દઉં કે "હું એનો નાનો ભાઈ છું?" પણ પછી વળી થયું કે "એ ગાદી પર બેસી જવા જેવું પુણ્ય મેં ક્યું કર્યું છે?" એટલે પૂછ્યું.

"એમને હવે મળી શકાય? મારે એમનું કામ છે."

વિદ્યાર્થીએ હસીને કહ્યું "એ કેમ બને? છતાં અહીં એમના એક મિત્ર રોજ આવે છે, એ જો નહિ પકડાયા હોય તો આવશે ત્યારે હું વાત કરી જોઇશ."

સાયંકાળે ભોજન કરીને અગાશી પર બેઠો હતો ત્યાં પેલો વિદ્યાર્થી એક જણને લઈને આવ્યો.

"આ રહ્યા તે મ'શાય."

આવનારે માથે હેટ ઓઢી હતી. ઘેરા આસમાની રંગના ચશ્મા ચડાવ્યા હતા, હાથમાં વોકીંગ સ્ટીક ને મોમાં સીગાર હતી. એણે સીગાર એક બાજુએ મૂકીને કહ્યું.

"તમે અનુરાધાપુરથી આવો છો ?".

મેં કહ્યું "હા."

"કાંઈ સંદેશો લઈને આવો છો ?"

"ના સંદેશો નથી, પણ મારે દાદાને મળવું છે."

"દાદાને ? કયા દાદાને ?"

"અચ્યુત દાદાને."

હું અચ્યુત મલીકનો ભાઈ છું એ જાણતાં જ એનો સ્વર બદલાઈ ગયો. લાગણીભરી રીતે એણે કહ્યું.

"તમારૂં નામ તો વિદ્યુતને ? મારૂં નામ અનંત. એ મને ઘણીવાર તમારા ને તુળજાદીદીના સંબંધમાં વાત કરતા. પણ તમે સહેજ મોડા પડ્યા. એમને હવે તો કેમ મળાય ? સગા સિવાય કોઈને મળવા ન દે. ને સગાને હેરાન કર્યા સિવાય ન રહે."

"મને ભલે હેરાન કરે પણ મારે દાદાને જોવા છે"

"સવારે હું કહીશ" કહી એ ચાલ્યો ગયો. બીજી સવારે આવીને એક છાપું બતાવીને કહે, "વાંચો"

અંદર અનુરાધાપુરના ખબરો હતા. પોલીસે હું નીકળ્યો તે જ રાતે વહેલી પરોઢે શહેરમાં ઠેર ઠેર ધાડ પાડી હતી, અમારા મકાન પર પણ મને પકડવા માટે ગયાં હતા, પણ હું નહિ મળતાં પિતાજી તથા તુળજાને મને સંતાડવા કે ભગાડવાના આરોપ હેઠળ અટકમાં લઇ બંગલા પર પહેરો મૂકયો હતો. મારી ખોજ માટે એ લોકો આકાશપાતાળ એક કરતા હતા. વાંચીને હું સ્તબ્ધ થઇ ગયો. મને હવે જ સમજ પડી કે પિતાજીએ શા માટે મને વગર વિલંબે કાઢી મૂકયો હતો. મને સમજાયું કે જે પ્રેમને તરછોડે છે એના કપાળમાં ફરી ફરી ને પશ્ચાતાપનો ઘણુજ પછડાય છે.

"તમારે અહીંથી નાસી છૂટવું જોઇએ"

"ના હું તો પિતાજીને છોડાવીશ"

"શું ? એમને તો અટકમાં જ લીધા છે. બે દહાડામાં છોડી દેશે."

"મારી ખબર આપવા કેમ ત્રાસ ન આપે ?"

"ન જ બને, હું ખાત્રી આપું છું, એ જાગીરદાર છે."

"જાગીર જપ્ત ન થાય ? તુળજાનું શું"

"તમે છોડાવશો એથી શું જપ્ત નહિ થાય ? સિવાય કે જાતે થાણામાં હાજર થઇ જાવ. તમે નાસી છૂટો."

"પણ મારા માટે એ લોકો હેરાન થાય છે."

"એમાં શું બને ? જીવનચક્ર જ એવું છે. પાપપુણ્યના છાંટા સહુને ઉડે."

"પણ હું શા માટે નાસી જાઉં ? મેં કયો ગુનો કર્યો છે ?"

"તમે અનુશીલન સમિતિના કાર્યવાહક છો. તમે દેશહિતેચ્છુ છો એ જ તમારો ગુનો. આંદામાનમાં ફરજિયાત દશ વર્ષ ગાળવા કરતાં હિમાલયમાં ફરજિયાત બે વર્ષ ગાળી આવો."

"પણ તુળજાના કાંઇ ખબર ન આવે ત્યાં સુધી હું ખસવાનો નથી."

"તમે સાવ જીદ્દી છો" કહી એ ચાલ્યો ગયો. ત્રીજે દિવસે આવીને એણે મારા હાથમાં કાગળ મૂક્યો. અનુરાધાપુરની અનુશીલન સમિતિના એક સભ્યનો એ કાગળ હતો.

"અહીં એક અદ્‌ભુત ઘટના બની છે. નંદનાથ મલિક તેમ જ એની પુત્રીને અટકમાં લીધાના સમાચાર તો તમે છાપામાં વાંચ્યા હશે; પણ એમને તો બે કલાકમાં જ મુક્ત કર્યાં. સાંજે નંદનાથ મલિકે એની જાગીરના બધા ખેડૂતોને પોતાને રહેઠાણે બોલાવ્યા ને કારભારીની રૂબરૂમાં પોતાની બધી જમીન, જે લોકો ખેડતા હતા તેમને ભેટ આપી દીધાની જાહેરાત કરી. આ માની શકાય એવું છે? એણે આમ શા માટે કર્યું એ કોઇ કહી શકે તેમ નથી, પણ એ અસામાન્ય ઘટના તો છે જ. ખેડૂતો બિચારા તો એ માનવા પણ તૈયાર નહિ હતા; પણ જ્યારે એ સાચું જ એમ ખાત્રી થઇ ત્યારે એમના હર્ષનો પાર ન રહ્યો. નંદનાથ ને એની પુત્રીને આખા ગામમાં પાલખીમાં લઇને ફેરવ્યા ને સૌએ એકઠા મળીને નિર્ણય કર્યો કે જ્યાંસુધી એનો એક પણ વંશવારસ જીવતો રહે ત્યાં સુધી દર વર્ષે પાંચ હજાર રૂપિયા જાતે આવીને બંગલાને બારણે મૂકી જવા, તથા નંદનાથ મલિકનું એક પૂતળું અનુરાધાપુરના ચોકમાં મૂકવું પણ બીજે દિવસે સવારે નંદનાથને આ ખબર સંભળાવવા સહુ જાય ત્યાં ખબર પડી કે એણે તો આત્મહત્યા કરી છે.

હું હજુ આ કોયડો ઉકેલતો જ હતો ત્યાં એનો કોચમેન આવીને કાગળ આપી ગયો; જમીનદારે એ કાગળ ગમે તેમ કરીને અચ્યુતદાને પહોંચાડવાની મરતાં પહેલાં વિનંતિ કરી છે એટલે તમને

મોકલું છું. આજસુધી હું એને કેવળ આપણુને અવારનવાર પૈસા આપનાર ભલા જાગીરદાર તરીકે માન આપતો હતો, પણ એ કાગળ વાંચીને હું એની દેવ તરીકે પૂજા કરૂં છું. જો આત્મા અજર અમર હશે તો એના આ પૂજારીની અશ્રુઅંજલિ જરૂર એને પહોંચશે.

નીચે. તા. ક. કરીને લખ્યું હતું.

તુળજાને બનતી મદદ તો અમે કરશું જ. એનો નાનો ભાઇ વિદ્યુત પણ ઘર છોડીને ક્યાંક ચાલ્યો ગયો છે. પોલીસ એને પકડવા પણ તપાસ કરે છે. જે માછી એને મૂકવા ગયેલો એનો પત્તો પોલીસને લાગ્યો છે. ભગવાન શું એ ત્યાગથી ઉજ્વળ થયેલા કુટુંબમાંથી કોઇને નહિ બચાવે ?

મારા આંગળાએ કાગળ ફોડ્યો. અંદર લખ્યું હતું.

**ચિ. ભાઈ અચ્યુત !**

હું અહીંના પોલીસ અમલદાર પાસેથી સાંભળું છું કે તમારે થોડા દહાડા પછી જલ્લાદના કુહાડા નીચે માથાં ધરવાં પડશે. આ વખતના આરોપોમાંથી તમે છૂટી જઇ શકો એમ દેખાતું નથી. મને થાય છે કે એક વાર જ તને જોયો હોત? એકવારજ તૃપ્ત મને તારા માથા પર હાથ મૂક્યો હોત તો જીવ્યું ધન્ય થઇ જાત. પણ ધન્યજીવતર કરવા માટે કેટકેટલી શૂળીઓમાં વીંધાવું પડે છે એની મને ખબર નહિ હતી. તારી માતા પણ બચ્ચાં વિના વલવલતી ટીટોડીની જેમ ભગવાનના દરબારમાં ચાલી ગઇ. હું પણ ચાલ્યો. સવારનો સૂરજ દેખું એમ નથી લાગતું. તને કદાચ ખબર હશે કે વિદ્યુત પણ તારે પગલે ચાલી નીકળ્યો છે. બે દિવસ પહેલાં જ એને વિદાય કર્યો. બિચારો બેટો ! એને એમ લાગ્યું હશે કે "બાપ કેટલો નિષ્ઠુર ! કે

ઘરમાંથી મને મધરાતે વેરાનમાં હાંકી કાઢે છે; ને વળી જતાં જતાં જાણે બહુ લાગણી થતી હોય તેમ જે ધનને હું ત્યજું છું એ જ ધનનો ટુકડો આપી મશ્કરી કરે છે. છી-છી.” પણ ધન સિવાય મારી પાસે બીજું હતું પણ શું ? કે હું એને આપી શકું ? તેં મને જતાં જતાં કહ્યું હતું ને કે “પિતાજી, જાગીરદારી ને મને બંનેને આપ એક ઘરમાં નહિ રાખી શકો; તેં તો મને વાંચી બતાવ્યું હતું. “Sell what ever thou hast, give it to the poor, take up thy cross and Follow me” “Verily verily I say into you that’tis easier for a camel to pass through an eye of a needle but rich cannot enter the kingdom of heaven” હું તે જ દહાડે સમજી ગયેલો કે મારીને તારી વચ્ચે જાગીરદારી એ અભેદ્ય દિવાલ છે. ને એને તોડયા સિવાય પ્રેમ સરિતાઓનું મિલન થવાનું નથી. પણ હું ને તું એક નહિ હતા. તારામાં તાજા જ પ્રવાસીનો થનગનાટ ને હામ હતાં. મારી પીઠ પર પાછલા પચાસ વર્ષની અનેક કહાણીઓનો ભાર હતો, મારામાં તારી સાથે ચાલી શકવાનું સામર્થ્ય નહિ હતું. કોઇક ભવિષ્યની સુખઆશાપર અવલંબિત થઇને મેં તને વિદાય આપી. તું એમ રખે માનતો કે હું ઊંઘી ગયો હતો. તેં તારી માના ખાટલાને પ્રદક્ષિણા કરી પ્રણામ કર્યા, મને પ્રણામ કર્યા એ બધું હૃદય ભેદાઇ જતાં છતાં જોયા કરતો હતો. કારણકે તને રોકવો એ તો અધર્મ હતો. પુણ્યપ્રવાસમાં પથરો નાખવા જેવું હતું. મેં મહિનાઓનો ચિત્તભ્રમ વહોરીને તને મુક્તિ આપી. આજે થાય છે કે એ મુક્તિ આપીને જ હું મુક્તિ પામ્યો છું. મહાન મુલ્ય ચૂકવ્યા સિવાય કોઈ મહાસત્ય લાધતું નથી. એ મારા અનુભવે હું શીખ્યો છું. એટલે જ આપણી સૌની માના મુખપર મુક્તિનું પ્રભાત

પથરાય તે પહેલાં ઘોર અંધારું ચીરવું પડશે એમ હું માનું છું. નવલોહીઆઓએ બધાય લાડકોડ બાળીને ભસ્મ કરવા પડશે. વેદનાના આંસુના સાગર ઉપર જ મુક્તિનું વહાણ સફર કરે છે. અને કોઈ સંજોગોમાં સસ્તામાં સત્ય મળી ગયું તો એ સત્ય જ નહિ હોય. સોનું નહિ હોય સોનાનો ગીલેટ હશે.

એટલે વેદના ને સંતાપ મારે મન મુક્તિદિનના બ્રાહ્મમૂહૂર્તને સૂચવનારાં ચંડોળના ગાન જેવાં થઈ પડ્યા છે. મને એ સ્પર્શી શકતાં નથી. તારા ને વિદ્યુતના ત્યાગે મને આ સંપત્તિ આપી છે. એ ખરચી ખૂટે તેમ નથી. હું તને ને વિદ્યુતને સામે જોઉં છું. આપણે એક જ દિશામાં જઈએ છીએ.

જાગીર કોઈ સંજોગોમાં ભુવનબાબુ (તારા પિતરાઈ) ના હાથમાં ન જાય એવી મારી ઈચ્છા હતી. છેવટે હું એને તુળજાના નામે ચડાવી દેવાનો હતો; પણ એણે જ ખેડૂતોને દાન કરી દેવાનું સૂચવ્યું. એટલે આજે ચાર કલાક પહેલા જ એની જાહેરાત કરી છે. એમના આનંદનું સ્મરણ કરતા પણ હું દુઃખ, કલેશ, સંતાપ માત્રને વીસરી જાઉં છું.

હું શાંતિથી મરું છું. આખરે મારી મારા પુત્રોની ને મારા સમસ્ત દેશજનોની વચ્ચે ઊભેલી દુર્ભેદ્ય દિવાલને તોડી નાખી પ્રેમ સરિતામાં મારી નૌકાને હું લાવી શક્યો છું એ જોતાં હું કહી શકું છું કે ઈશ્વરની દયાનો પાર નથી.

આપણે મળશું ને ?

તારા પિતાના
આશિર્વાદ

કાગળ વાંચીને હું બેભાન જેવો થઇ ગયો, આજે પણ જ્યારે વાંચું છું ત્યારે સૂનમૂન થઇ જાઉં છું. તે દિવસે અનંતની જોડે કશી વાત ન કરી શકયો. બીજે દિવસે એ આવીને કહે

"તમારે અહીંથી જલદી નીકળી જવું જોઇએ"

"પણ હું કેવી રીતે નીકળું? તુળજાનું શું?"

"તુળજાની સંભાળ ઇશ્વર જરૂર લેશે-તમે તમારી સંભાળ લો"

"મને ઇશ્વર ઉપર એટલી બધી શ્રદ્ધા નથી"

"તો હું લઇશ, બસ, આજકાલમાં જ ત્યાં જઇ આવીશ, ને બધી વ્યવસ્થા કરી તમે કહેશો ત્યાં ખબર આપીશ"

"બરાબર થશે?"

તમારા જેટલી જ કાળજીથી"

"તો હું કાલે જઇશ"

"જેટલા વહેલાં જાય એટલું સારૂં. પોલીસ હમણાં મેસો પાછળ જ પડી છે."

૬

બીજે દિવસે હું ભગવાં પરિધાન કરીને ચાલી નીકળ્યો. અનંત મને ઘાટ પર પટણા જતી સ્ટીમરમાં બેસાડવા આવ્યો. મેં છૂટા પડતાં કહ્યું. "દાદાને સા. દં. પ્રણામ કહેજો-ને કહેજો કે આશિર્વાદ માગ્યા છે."

કલકત્તા દેખાયું ત્યાંસુધી મેં મટકું માર્યા સિવાય એ તરફ જોયા કર્યું.

તે પછી તો પુરાં ત્રણ વર્ષ સુધી પગે ને ગાડીમાં ભમ્યા કર્યું. વિંધ્યની કટિમેખલાને હિમાચળનો મુકુટ પહેરી, પૂર્વ ને પશ્ચિમ ઘાટ પર બે પગ રોપીને ઊભેલા આકાશ સેતૂ વ્યાપી આ વાર્ધક્યે શોભતા રાષ્ટ્રની પ્રદક્ષિણા કરી. તરાઇનાં ગીચ જંગલોની પાછળ જ્યાં હિમધવલ શિખરોને માથે સૂરજ ઉગે છે, દુઃખમાત્રને નિવારનારી શાંતિનું સામ્રાજ્ય અખંડ પથરાયું છે, ને જે સંતો ને ઋષિઓના પાદસ્પર્શે પૂનીત થઇ છે એ હિમાચળની અભેદ્ય પર્વતમાળાની કેટલી એ કરાડો ચડ્યો ને ઊતર્યો. બાળકના કુતુહલથી અલકનંદા, દેવગંગા, કાશીકી, ગંડકી, સૌના શ્રાવ્યમધુર ગાનને સાંભળ્યા; પર્વતમાળમાં 'પંખીના માળાની જેમ વસેલું આલમોરા, પરમપુરૂષની પાદુકા જેવું શોભતું હરિદ્વાર ને માનવ જગતથી જાણે દૂર દૂર રહેવા માગતાં હોય તેવાં બદરીનાથ, કેદારનાથ, ને ગંગોત્રીના દર્શન કર્યાં; જ્યાં સર્વ રસો શાંત પડી જાય છે, જ્યાં આંખથી જ તૃપ્તિ મળે છે, ને જ્યાં બેઠાં હિમાચલદુહિતા સમાધિસ્થ આસુતોષના શશાંકશોભન ગૌર લલાટનું ધ્યાન ધરે છે એ માનસરોવરનાં કૈલાસ પ્રતિચ્છાયામંડિત પાણીમાં નાહ્યો. ગળતી મધરાતે એકે ય ઓડ્યું ખાધા સિવાય પહાડી સાધુઓના ભજનો સાંભળ્યા; ને આખરે થાકીને માણસનો સહવાસ શોધવા નીચે આવ્યો. આવીને જોઉં તો એ જ કલહ, એ જ બદબોથી સઘળું ખદબદતું હતું.

પ્રયાગ કાંઠે ગંગા—યમુનાનાં એ શ્યામધવલરૂપનાં દર્શન કરીને ઉતારે પાછો ફર્યો ત્યારે યજમાને કાગળ આપ્યો, તુળજાનો કાગળ હતો. અનંત ત્યાં પહોંચી ગયો હતો. હમણાં ત્યાં રહીને જ કામ કરવાનો હતો. બીજા બેચાર જણા પણ ત્યાં રહેવા ગયા હતા—કામ શરૂ થયું હતું. દાદા મને આશિર્વાદ આપીને

કાળાપાણી તરફ તોલદાર બેડીઓ ખખડાવતા ચાલ્યા ગયા હતા; ને મારે હજુ પાછા ફરવાને વાર હતી.

વ્યથિત ચિત્ત મેં વળી ફરવા માંડયું. મંદિરો જોયા, સાધુ-ઓને મળ્યો, કોલેજો ને પાઠશાળાઓ ખૂંદી વળ્યો પણ કયાંયે ચેન ન પડયું. 'બંગ આમાર' સિવાય મને જંપ વળતો નહિ હતો. રોજ સાયંકાળે ગંગાના ઘાટ ઉપર બેઠાં બેઠાં પૂર્વ દિશામાં નજર માંડી કલ્પનામાં અમારૂં લીલુંછમ આંબાવાડીયું, વચ્ચે ઊંચું તાડ વૃક્ષ, પાછળ પથરાયેલું વાંસનું વન ને પૂર્વ બંગાળના નાનાં ઝૂંપડાઓ જોયા કરતો.

દિલ્હી, આગ્રાનાં શિલ્પ જોઇ હું વેદવારાના પંચનદ તરફ જતો હતો. આગ્રા ને દિલ્હીના કિલ્લાઓ ઉપર ગુલામીના વાવટા ફરકતા જોઇ હું ખિન્ન થયેલો પણ સાડા છ ફૂટ ઊંચા પંજા-બીઓને ગરીબડા થઇને લશ્કરમાં નોકરી કરતા જોયા ત્યારે તો હૈયું બળીને ખાખ થઈ ગયું. મને થયું કે શીખ ગુરુઓ સ્વર્ગમાં શરમાઈ મરતા હશે. જે પ્રાંતમાં સંસ્કૃતિના પ્રથમ પ્રભાતે मा भैः मा भैः ના સૂર ઉઠયા, જયાંનું પાણી લાકડાની તલવારને ચડે તોયે સમર જેત્રી સમશેર બની જાય ત્યાં આ સ્થિતિ જોતાં હું સંધ્યાકાળે રાવીના ગંભીર નીરમાં મારી આંખોનું થોડુંક પાણી ઉમેર્યા સિવાય ભાગ્યે જ ઊઠી શકતો.

જેમણે મોગલ સલ્તનતને કીરપાણની અણી પર તોળી હતી એ અત્યારે આના વફાદાર દીકરા થયા હતા. ને કેવું આ શાસન? જેના અમલમાં ઇશ્વરે હાથપગ આપ્યા છતાં, દશેંદ્રિયો સાબૂત છતાં અસંખ્ય માણસો ભૂખે તરફડતાં હતાં. આંખો ઊંડી ગઇ હોય, હાથ-પગ લોહી માંસ વિના સુકાઇ ગયેલા વેલા જેવા થઇ ગયા હોય; મોં

મરણ સિવાય શેની યે વાટ ન જોતું હોય એ કરુણા જનક દૃશ્ય મેં મારી આંખે સેંકડોવાર જોયું છે. એકાદ રોટલીના ટુકડા માટે, એકાદ શીંગદાણા માટે બાળક રડી રડીને એની માનો ખોળો ભીંજવી નાખ્યો હોય; ને બદલામાં માના હાથનો માર જ એને મળ્યો હોય એવા અસંખ્ય ભિખારી ગૃહસ્થીઓને હું માર્ગમાં ભેટયો છું.

એ બધા લોકો સનાતન કાળથી કાંઇ આવા ભિખારી નહિ હતા. એક દિવસે એમને પણ ઘરબાર હતાં, એમનાં ખેતરો હતાં, એમની વહુ દીકરીઓની સંગાથે એકાદ ગામડાંના નીચા સ્વચ્છ ને સોહામણા છાપરા નીચે એ એક દહાડે કિલ્લોલ કરતા હતા; એમને એકાદ જમીનનો ટુકડો હતો, અથવા એકાદ ધંધો હતો—જેને વળગી રહી એ સૌ ટાણેટચકે ધરમદાન કરીને સુખેથી ગુજારો કરતા. આજે તો એમને પહેરવા વસ્ત્ર નથી,—હું સાહિત્યકાર નથી. મને એ એશઆરામી ધંધા પ્રત્યે ઘૃણા છે—એટલે જરાયે અતિશયોક્તિ કર્યા સિવાય કહું છું કે મેં એવી એક બે નહિ પણ ઢૂઢીબંધ સીતા—સાવીત્રિ—દમયંતિ—ને મેડોનાને જોઇ છે, જે એક હાથે આબરૂ ઢાંકવા મિથ્યા પ્રયત્ન કરતી હોય ને બીજે હાથ ભીખ માગવા માટે લંબાવતી હોય—દિલ્હીના ચાંદની ચોકના ખૂણામાંની. એ સમજાવવા પણ સૂતરનો ધાગો અંગ પર નહોતો એ માતા આજે પણ મારી આંખ સામે પ્રત્યક્ષ થઇ મારું ગળું ઘૂંટી રહી છે—

કાનપુરમાં એવા બેહાલ જીવોની એક મોટી ફોજ વચ્ચે મહિના સુધી રહ્યો છું. આખો દિવસ, એક શેઠ, બીજે શેઠ, ત્રીજે શેઠ એમ દુકાને દુકાને ભમીને એમના માટે રોટલા ને શાક સુંડામાં એકઠાં કરી છેક રાતના નવ વાગ્યે અમારા સહુના સહિઆરા એવા

ઝાડના ઝુંડામાં લઇ જઇને સૌને જમાડયા છે. ને હંમેશાં એમને જમાડયા પછી રાતના અગિયાર બાર વાગે જમ્યો છું. જે હૃદય-ભેદક રીતે મને એમણે વિદાય આપી છે એ આજે પણ હું નથી ભૂલી શકયો. કાઠિયાવાડનો એક છોકરો રામલો, એક આંખ શીતળામાં ખોયેલી, એક હાથ ગાડી નીચે આવી જવાથી કચરાઇ ગયેલો—મારૂં વસ્ત્ર ખેંચીને કરગરતો હતો.

"બાબુજી, હમકો લે જાઇએ, મેં આપકો ખિલાઉંગા, લેકીન હમકો લે જાઇએ, હમ યહાં નહિ રહ સકેંગે."

મદ્રાસની એક છોડી રામૈયા. સાવકી માના ત્રાસે નાસી આવેલી, ને કૂટણખાનાના દરવાજા ભાળી આવેલી, દિનભર રોટલાના ટુંડા ઉપાડવા મારી સાથે ભટકયા કરતી ને મેં શીખવેલ ગીત

**સબસે ઉંચી પ્રેમ સગાઇ**

ગાતી આજ પણ મારી આંખ સામે રમે છે, ને એ જે બેહાલ દશામાં, શેરીના ખૂણે, કસુવાવડની વેદનામાં કણસતી, કેવળ એક નિરાધાર બાળક રામલાની આંખની જ સારવાર પામીને ટાંટીઆ તરફડાવતી મરી ગઇ એ યાદ કરૂં છું ત્યારે મને ઘડીભર એમ જ થાય છે કે ધન-સંપત્તિ એ કેવી ગલીચ, અપવિત્ર વસ્તુ છે, જાણે એના અણુએ અણુમાં કરોડો જીવો વેદનાથી ખદબદે છે. એ ઘૃણીત છે. લાખો ગંગાના નીર પૈસાને પાવન કરી શકવાનાં નથી.

ને એવાં એક છોકરો ને છોકરી જ નથી. સેંકડો, હજારો અરે લાખો છે. ભૂખમરાના મોંમાં જ બાળકોને સોંપીને રામશરણે જતી જનેતાઓ, ભૃણહત્યા કરવા માટે જ ગર્ભધારણ કરતી કન્યાઓ, આપઘાત કરવા માટે જ જુવાન થતા બાળકો, દેવાદાર

વિના આરડી આરડી મરવા વૃદ્ધ થતા જુવાનો એક નહિ–સેંકડો–સેંકડો, અસંખ્ય. આ બધું મેં એકલા કાનપુરમાં નહિ પણ સર્વ સ્થળે જોયું. બિહાર ને ઉત્કલનાં હાડપિંજરો શું આથી સારાં છે? ફૈઝાબાદનો કિસાન કાંઇ જુદો છે? પવિત્રતમ ધામ બનારસની દાલમંડી શું સુખથી ઊભરાય છે? ત્યાંથી ઊઠતા નિઃસાસાથી ભાગીરથીનાં નીર શોષાઇ નથી જતાં એ જ કળીયુગ આવ્યાની સાબિતી છે.

બેનમુન શિલ્પકૃતિ જુમામસ્જિદ, તાજમહાલ, ને મીનાક્ષીના ગોપુરમની બરાબર નીચે જ દરિદ્ર, પીડા ને અધઃપતનની બેનમુન પ્રતિમાઓ બેઠી છે એને જોઇ છે? એમના ચહેરા પર જે અંકાયું છે એ જો કોઇ કરુણાવિપુલ શિલ્પી કોરે તો વિશ્વ આત્માના હાહાકારથી બ્રહ્માંડ ગાજી ઉઠે કે "શું આ માટે આ બધાનો જન્મ થયો છે?"

એ ભયંકર છે–અત્યંત દારૂણ છે–મ્હૈસુરના કૃષ્ણસાગરમાં આત્મહત્યા કરતા એક જુવાનને બચાવ્યો હતો, એની કહાણી સાંભળવા જેવી છે. એ કાંઇ ભિખારી નહિ હતો. એ તો જેને આપણે ભદ્રલોક કહીએ છીએ એનું સંતાન હતો. જેને આપણે સંસ્કારની કેળવણી કહીએ છીએ એ એણે લીધી હતી. એણે શેલી, કીટસ, બાયરન, શેક્સપીયર ને ગેટે વાંચ્યા હતા. અમેરિકાનું સ્વાતંત્ર્યયુદ્ધ, ડચપ્રજાનો રણયજ્ઞ ને ફ્રાંસીસી જનતાની વિપ્લવ ભાવના–મોટલી કાર્લાઇલનાં પાનાં વચ્ચે નિહાળીને એણે આશા સેવી હતી કે એ હિંદી વોશિંગ્ટન થશે. કોલેજ બહાર નીકળીને જોયું તો એને માટે એક ઊંડી ઊંડી વખારમાં કારકુનગીરીની જગ્યા ખાલી હતી; અભિમાનપૂર્વક એ પાછો ચાલ્યો; બીજી જગ્યા પંતુજીની હતી, એણે ભણાવવાનું હતું God save the King; Clive the hero of plassy. એણે દુઃખ સાથે ના

પાડી; એને માટે ત્રીજી જગ્યા હતી કૃષ્ણસાગરને તળીએ બેસવાની, એણે નિરાશાપૂર્વક એ સ્વીકારી.

ને રખડપાટમાં આવા એક બેજ નહિ પણ એક ડઝનની જોડે ભટકાયો છું. એક મનમોહન હતો. જે ધર્મશાળામાં હું સૂતો હતો એના કૂવાને એ અમર કરવા જતો હતો, એની આંખો ખોલીને જ્યારે બધું બતાવ્યું ત્યારે એણે એ ક્ષણે જ ક્રાંતિની દીક્ષા લીધી, ને માતપિતાના દર્શન કરવા પણ રોક્યા સિવાય ચાલી નીકળ્યો. ને એ જે વીરની મર્દાનગીથી મોતને ભેટયો એ ! એ મરી ગયો એ માટે તો મને રડવું નથી આવતું, એ તો ધન્ય થઇ ગયો; પણ રડવું તો આવે છે એના જેવા જ સોહામણા ને કાર્તિકના અવતાર જેવા તેજસ્વી બીજા અનેક આજે મરી રહ્યા છે એનાં પર. એમને એમ તો એ વધારાના તો નથી ટપકી પડ્યા; એમની જનેતાઓએ એમને જન્મવા પ્રાર્થી પ્રાર્થીને કંઠ બેસાડી દીધા હશે ! આંખના આંસુથી રાંદલના દીવા ભરી દીધા હશે !

રાજપુતાનાના બળબળતી રેતીના રણોમાં–ચિત્તોડની રાજપૂતિના ગૌરવભર્યા ભગ્નાવશેષો વચ્ચે ને પ્રતિભાસંપન્ન પેશવાઓના શનવારવાડામાં મેં આ જ કરુણ કહાણી સાંભળી છે. હાથીના કુંભસ્થળ જેવો સિંહગઢ, ને કાચબાની ઢાલ જેવો પહોળો ને કઠણ પન્હાળગઢ પણ એ જ વાત કહેતા હતા. સર્વસ્થળે જાણે સ્વને કોઇક ગુંગળાવી નાખતું હોય ને એમાંથી જાણે કશો યે તરણોપાય ન મળતાં ને પછાડા મારી મારીને આખરે શાંત થઇ જાય તેવું લાગ્યા કર્યું છે. આજે એ વાતને ત્રીશ વર્ષના વહાણાં વાયા છે; પણ તે દહાડે મધરાત હતી. સર્વસ્થળે બિહામણો અંધકાર ફેલાયો હતો; માત્ર રડ્યાં ખડ્યાં તાપણાં દેખાતાં હતાં. ત્યાં મારા જેવા

ભાગેડુઓ એવા તાપણાની આજુબાજુ ટૂંટિયા વાળી સાંકડમોકડમાં બેસી બની એટલી ગરમી લઇ લેવા મથી રહ્યા હતા; ને તાપણું બુઝાઇ જતાંની વેળ આવતાં પોતાના હાથ પગ કે લીલા માથાનો એકવાર પૂર્વ દિશા તરફ આશાભરી નજરે જોઇ ઇંધન તરીકે હોમ કર્યે જતા હતા. એવું તાપણું પુનામાં હતું, નાશિકમાં હતું, અજમેર, દિલ્હી, કાનપુર ને પટણામાં હતાં—બાકી સર્વ સ્થળે ટાઢું બોળ હિમ પથરાયું હતું—રાષ્ટ્રદેહનાં અંગમાત્ર થીજી ગયાં હતાં.

હું આ બધા તાપણાંની પ્રદક્ષિણા કરતો ગૌરીના પગ જેવી લાલિત્યભરી કન્યાકુમારીની ભૂશિર પાસે આવી પહોંચ્યો. મારી ભ્રમણયાત્રાનું આ ત્રીજું વર્ષ હતું. માથા પર લાંબા વાળ વધી ગયા હતા, ટૂંકી દાઢી ઊગી હતી, પગમાં જાણે લોખંડ કે સીસાનો રસ ગાળ્યો હતો ને આંખમાં જાણે લીંબુ નિચોવ્યાં હતાં. ત્રણ વર્ષ પહેલાંનો ગુલછડી જેવાં સુકોમળ ને મનોહર વિદ્યુત હું નહિ હતો; પણ સાચેસાચ નામઅર્થરૂપ દાહક, ચપળ ને આંજી નાખે એવો વિદ્યુત બની ગયો હતો.

કન્યાકુમારી આગળ વનશ્રીની લીલા જેવી મલબાર, કાશ્મીર કે બંગ—આસામના સીમા પ્રાંતોમાં છે એવી નથી પણ એક બીજા પ્રકારની શોભા ત્યાં નિત્ય વાસો કરી રહી છે. ભરતખંડના એ છેડે પહોંચીને જો કોઇ ભારતવર્ષનું વિહંગાવલોકન કરે તો એને રામ અને અગસ્ત્યના વારાથી આજ સુધી સંભળાતી એક અપૂર્વ વાણી સાંભળવા મળે. હિમાચળ દુહિતાની ચિરંતન તપસ્યામાં એ ભારતીય આત્માના દર્શન કરી શકે. અનંતકાળથી રત્નાકર ને મહોદધિ એ નાનકડા દ્વારમાંથી નીકળી એક બીજાને ગળે વળગીને જે પ્રેમ ને બંધુભાવનું દૃશ્ય પાથરી રહ્યા છે એ જોઇને જોનારને સાનંદાશ્ચર્ય થયા સિવાય ન રહે.

તે દિવસોમાં હું રામેશ્વરમની ધર્મશાળામાં રહી દશગ્રીવને હણવાની સાધના કરી રહ્યો હતો. અવારનવાર ધનુષ્કોડીની ભૂશિર પર જઇને નહાઇ આવવાનો એ વખતે મને છંદ હતો. એવા એક દિવસે હું સાગરસ્નાને ગયો હતો.

ધનુષ્કોડીની ભૂશિર જાણે સીધી સામે લંકાના ચિબુકને સ્પર્શવા માગતી હોય તેમ લંબાયે જાય છે. એની એક બાજુએ મહોદધિ છે, ને બીજી બાજુએ લક્ષ્મીપિતા રત્નાકર ગાજે છે. ને સીધી અણીને છેડે રત્નાકર એનાં ભૂખરાં પાણી લઇને મહોદધિનાં શાંત–બિલોરી પાણીને કોટી કરવા દોડે છે.

યાત્રીઓ સામન્યરીતે મહોદધિનાં શાંતપાણીમાં નહાઇ રત્નાકર કાંઠે ડૂબકી દઇ બહાર નીકળી જાય છે હું મહોદધિમાં નહાવા ઊતર્યો. દસ વાર પંદર વાર, પચીસ વાર એમને એમ છીછરું પાણી ચાલ્યે આવતું હતું, સો વાર સુધી પણ એટલું કડસમું જ પાણી હતું. નિર્મળ, આસમાની પાણીમાં રત્નખચિત માછલીઓ ટોળે વળીને રમતી હતી. પણ મને તે દહાડે શાંતપાણી ડહોળવાં નહિ ગમ્યાં; હું બહાર નીકળીને જે અણી સીધી જતી હતી, ને જેના છેડે મહોદધિ ને રત્નાકર લથબથ કુસ્તી કરતા હતા ત્યાં દોડયો. અણી મૂકીને પાણીમાં દોડયે ગયો. પાંચ વાર, દસ વાર, પચીશ વાર ત્રીશ વાર ઘુંબાંગ ઘુંટણસમાં પાણીમાંથી હું અનંત ઊંડાણમાં કયાંય ઊતરી ગયો. પાતાળમાં મને કોઇક ખેંચી જતું લાગ્યું. ઘણી મથામણ પછી બહાર આવ્યો; હું પેલી ભૂશિરથી બસો વાર દૂર ચાલ્યો ગયો હતો, ને હજુએ પ્રવાહ મને માઇલોની ઝડપે દૂર ખેંચી જતો હતો. હું તે જ ક્ષણે સમજી ગયો કે હું જે જગ્યાએ પડયો હતો ત્યાં જ રત્નાકર મહોદધિનાં પાણીને ચીરી દક્ષિણ તરફ વહે જાય છે; એમનાં મિલનચક્રમાં જ હું ફસાયો હતો, ને એ

મહાવમળોમાં મારાં ગાત્રે ગાત્ર ઢીલાં થતાં હતાં, શ્વાસ ખુટતો હતો, હાથપગે ગોટલા વળતા હતા, ને આંખે ઝાંખપ વળતાં કિનારો આંખોને ઝાંખો અપ્રાપ્ય થતો હતો. મને ભાન હતું કે મારી ડાબી-બાજુએ મહોદધિનાં થંભી ગયેલાં શાંત પાણી હતાં; પણ વમળમાંથી નીકળું ત્યારે શાંત પાણીમાં પહોંચું ને ? મારા પેટમાં તો ખારૂં પાણી પેસતું હતું. વમળમાંથી છટકવાનો મેં એક મહાયત્ન કર્યો. મગજના જ્ઞાનતંતુઓ ને પગની નસો તૂટવાનો તડતડ અવાજ સંભળાયો, મારાથી એક કારમી ચીસ નખાઇ ગઇ. પણ હું શાંત પાણીમાં આવીને ડૂબતો હતો.. શાંત આસમાની પાણીમાં જાણે મને કોઇક શીતળ મહેલમાં લઇ જતું હતું; મારી આજુબાજુ અનેકરંગી નાની મોટી માછલીઓ કુતુહલપૂર્ણ નજરે જોતી પાસે જતાં શરમાઇને ભાગતી બાલિકાઓની જેમ ભૂરરર ભટ નાસી જતી હતી. એક મોટો મચ્છ ઉપલું જડબું ઊંચું રાખીને મારા ગૌરદેહ સામે આંખ નોંધીને જોઇ રહ્યો હતો—તે મને કશાયે થડકારા વિના નિર્ભયતાથી એની તરફ ઊતરતો જોઇ પાણીના ફૂવારા ઉડાડતો નાસી જતો હતો......ઓચિંતાની જાણે કોઇકે મારી જટા પકડી.

. . . . .

આંખ ઉઘાડીને જોઉં તો રામેશ્વરની મારી ધર્મશાળાની ઓરડીમાં એક કામળા પર પડયો હતો. ને એક કમાડ જેવી પહોળી છાતી ને ભોગળ જેવા વજ્રબાહુવાળો અનિરૂદ્ધ શો રૂપે ભર્યો જુવાન ચુલા પર દૂધ ગરમ કરતો હતો. ઝાંખા પ્રકાશમાં મેં જોયું તો એના મોં ને આંખ પર પ્રેમ ને વાત્સલ્યની લિપિ લખી હતી. એના નાસિકાગ્ર ને ભ્રમર પર બુદ્ધિમત્તાએ આવીને આસન જમાવ્યું હતું; એના હોઠ પર સ્વપ્નસ્થ પ્રેમીનું સરલ-મધુર હાસ્ય છાનું છાનું લીલા કરતું હતું. એનું આટલું ચોક્કસ વર્ણન

કરી શકું છું, કારણકે તે ઘડીએ મેં નિર્ભ્રાંત મને આબેહુબ એ બધું જોયું છે, એના કામમાં એને ખ્યાલ નહિ હતો કે બે સમભાવી આંખો એના આંતરબાહ્ય રૂપને આમ પી રહી છે; એટલે એ તો એની સૃષ્ટિમાં ડૂબેલો હતો; ઓહ ! એ સૃષ્ટિ ! જયારે મારા જીવનદાતાના એ સુખસૃષ્ટિરત આંતરબાહ્ય રૂપને યાદ કરું છું ત્યારે એક બાજુથી મને તમસા તીરે એક પ્રભાતકાળે ઉચ્ચારાયલો શ્લોક યાદ આવે છે

**मा निषाद प्रतिष्ठां त्वमगम : शाश्वती : समा**
**यत्क्रौंच मिथुनादेकमवधी : काममोहितम् ॥**

ને બીજી બાજુએથી જાણે મારા હૃદયને કોઈક હજારો ધગધગતા ચીપીઆ વતી તાણી તાણીને તોડતું હોય તેવી વેદના થાય છે; પણ છતાંયે અવિચલિત વિવકે હું તો માગું છું કે "હે ઈશ્વર ! જો તું હો તો એક ઘડી નહિ પણ, સદાકાળ અડતાલિસે ઘડી, તારા સંકલ્પનો નાશ ન થાય ત્યાં સુધી પેલા નારકી અશ્વત્થામાની પેઠે જ આ વેદના-ડામ દીધા કરજે જો તેમ નહિ થાય તો હું માનીશ કે તું છે જ નહિ."

૬

જ્યારે મને ખબર પડી કે મારા જીવનદાતાનું નામ અનંત હતું ત્યારે મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મેં પહેલી વખત એમને કોટ, પેન્ટ, હેટ ને ચશ્મામાં જોયેલા એટલે આ વખતે ઓળખી શકેલો નહિ, પણ એણે તો મને ઓળખી કાઢેલો.

મેં પહેલી જ ક્ષણે તુળજાના સમાચાર પૂછ્યા. એણે કહ્યું કે એણે જ અને તો મને શોધી કાઢવા અનંતને લખ્યું હતું, કારણ

કે મારા વૉરંટની મુદત ખલાસ થઇ હતી; તથા સંધબળ પણ એટલું વધ્યું હતું કે ત્યાં જ વખત આવ્યે ગેપ કરી દેવામાં મુશ્કેલી આવે તેમ નહોતી. હું તો ત્યાં જવાને તલપાપડ થઇ જ રહ્યો હતો, એક શુભ (?) મુહૂર્તે અમે બંને જણાએ ઘર તરફ મારી મૂકયા.

ત્રણ સંવત્સર પછી મેં ફરી એ આમ્રકુંજ, ઘરના છત્ર જેવું ઊંચું તાડવૃક્ષ ને કર્ણફુલી જોઇ. રાતે ચાંદનીમાં અમે ઘરમાં દાખલ થયા ત્યારે તુળજા પૂજાઘરમાં ઘીના દીવાની સમીપ લળી પડીને પ્રાર્થના કરતી હતી, એના વાળ છુટા હતા, એ કાંઇક ગણગણતી હતી. અમારા ઇષ્ટદેવની મૂર્તિની જોડાજોડ બા. પિતાજી તથા દાદાની બાલ્યાવસ્થાની છબી ગોઠવાઇ હતી; એક બીજી છબી પણ ત્યાં હતી જે દૂરથી મને ઓળખાઇ નહિ. અમે બંને એના સ્તવનમાં ભંગ ન પડે એ માટે ઊંબરા આગળજ ઉભા રહ્યા. પાછી ફરતાંજ અમારી નજર મળી. મેં ધારેલું કે બાળપણની પેઠે એ દોડીને ભેટી પડશે; પણ એમ કાંઇ ન બન્યું, આંખમાં ઉભરાઇ જતા પ્રેમ સાથે એણે મારે માથે હાથ મૂકયો ને અનંતને પ્રણામ કરી, આંખનાં પાણી લૂછતાં કહ્યું; "કયારે આવ્યો ?"

મેં કહ્યું 'આ ક્ષણે જ.'

"કયાં યે કોઇની નજરે નથી ચડયા ને ?"

'ના'

"તારું શરીર તો કેવું સરસ થયું છે ?" એણે મારા વાંસે હાથ ફેરવ્યો.

મેં અનંત તરફ આંગળી ચીંધી કહ્યું,

"આ ન હોત તો આજ એ શરીર કોક મગરમચ્છે ફાડી ખાધું હોત." ને અંદરના ઓરડા તરફ જતાં કેમ ડૂબતો હતો તેનું વર્ણન કર્યું. સાથી આગળ હું હતો-વચમાં તુળજા હતી ને છેલ્લે અનંત હતો. મેં વાત કરતાં કરતાં જોયું તો એ એવી આભારવશતાથી અનંત તરફ જોતી હતી કે જાણે અનંતે એનો જ પ્રાણ બચાવ્યો હોય ને!

હું પથારીમાં બેઠો કે તરત જ એણે દાદાના બે ચાર કાગળો આવેલા તે ધર્યા;હું વાંચતો હતો એ દરમ્યાન એ અનંત સાથે વાત કરતી હતી.

"મહારાષ્ટ્રમાં કેમ કામ ન કર્યું ?"

મેં કહ્યું "હેં ?"

"તને નથી પૂછતી, હું તો આમને પૂછું છું" એણે અનંત તરફ આંગળી ચીંધી.

મહારાષ્ટ્રમાં કામ કરવાની અનુકૂળતા ન હતી, ત્યાં ફાવ્યું નહિ."

"તમારે પુરુષોને વળી ફાવવું શું ને નહિ ફાવવું શું ? અહીં આ બધાને શો જવાબ આપશો ? ચાલો તમારી પથારી કરી આપું ? વિદ્યુન હમણાં આવું છું" કહી એ ચાલી ગઈ.

તે રાત્રે સવારો સવાર જાગીને એણે ત્રણ વર્ષની વિયોગ વાર્તા કહી પિતાની વાત આવતા અમે ફરી ફરીને રડયાં; પછી કહે

"તેં જો એને નહિ મોકલ્યા હોત તો આજ જીવતી હોત કે કેમ એ શંકા છે"

"એને એટલે ?"

"કેમ અનંતદાને વળી"

"એ નહિ આવત તો મારે આવવું પડત."

"ભૂવનબાબુને એ તો એમ માનતા હતા કે આ બધું પડાવી લે, એ–અનંતદા એમને બધાને પુરા પડયા' અહીંની બધી અનુશીલન સમિતિઓ વ્યવસ્થિત કરી, હથિયારો ને બધુંયે લાવ્યા. ગજબના કામ કરનાર છે.

"દાદાને તું મળેલી ?"

"એ–અનંતદા ને હું ગયેલા પણ રજા નહિ આપી."

ને પછી ઘરમાં બીજા રહેતા હતા તેની વાત થઈ. ધીરેન, મનમોહન, નિર્મલ, કનક, સુમંગલેશ, દિનકર–કાંટાલપાડાનો અખાડો અહીં ફરી ગયો હતો—ઉપરાંત કેટલાક છોકરાઓ વધ્યા હતા.

આજે જ્યારે ફરી ફરીને એ બધાને યાદ કરું છું ત્યારે થાય છે કે એવા શ્રી ને શક્તિથી શોભતા સાથીદારો ઇંદ્રનેયે મળવા દુર્લભ છે. એક એકનું સર્વાંગ સંપૂર્ણ રૂપ નીરખીએ તો આપણું માથું નમ્યા સિવાય ન રહે.

ધીરેન ફિલસુફી લઇને વિદ્યાપીઠમાંથી નીકળ્યો હતો, કહે છે કે એના પિતા એટલા ગરીબ હતા કે શાળાની ફીના પૈસા પણ આપી શકતા નહિ. એટલે પહેલી અંગ્રેજીથી તે એમ. એ. થયો ત્યાં સુધી પોતાનું ખર્ચ પોતાની શિષ્યવૃત્તિ કે ટ્યુશનોમાંથી જ કાઢ્યું હતું. ફિલસુફીનો અભ્યાસ કરતાં કરતાં જ પેલા દક્ષિણેશ્વરના સંતના કોઈક અજાણ શિષ્યે એને સાધુ બનાવી દીધો હતો. ને કુટુંબ જીવનમાંથી મૂક્તિ લીધી હતી, પણ પરમહંસ દેવના સંઘે જે મહાન તત્વ નવીન ભારતને આપ્યું–સાધુજીવન ને લોકસેવાને અતૂટ ગાંઠ વડે જોડી

દીધા એમાંથી ધીરેને મૂક્તિ નહોતી લીધી. એના નવરાશના વખતમાં એ એની નાનકડી દવાની પેટી લઈને શણની મીલોના મજુરોમાં મલમપટા કરવા ઊપડી જતો. અમને ઘણીવાર વાતોમાં કહેતો કે

"એમના ઘા ધોઈ મલમપટા કરવામાં મને જે સુખ ને સંતોષ મળે છે, એની સરખામણીમાં આ ક્રાંતિની યોજના ને વાતો એ બધું ફીકું ફીકું લાગે છે."

"તો આમાં શું કામ પડયા છો ? એ કર્યા કરોને, સ્વાધીનતા આવી જશે" એમ ટોણો મારતા.

"આપદ્ ધર્મ છે ને ? ને પછી એણે જ શોધી કાઢેલું એક સત્ય કહેતો. આપણે ત્યાં સેવા, દાન, તપ, શૌચ, આદિ સદ્વૃત્તિઓની ખોટ નથી. એ દૃષ્ટિએ એક યુરોપીઅન કરતાં એક હિંદુ ચડિયાતો છે. પણ આપણે ત્યાં સમુહજીવનમાં મહા અંધાધુંધી વ્યાપી રહી છે. જે વિશાળ પાયા ઉપર આપણું સમાજજીવન, રેલ વગેરે બાહ્ય સાધનો તેમજ એકછત્રી રાજસત્તાને પરિણામે એક થતું જાય છે, એની જોડાજોડ આપણા પેલા વ્યક્તિપ્રર્યાપ્ત સદ્ગુણોનો પણ વિશાળ પાયા પર વિકાસ થવો જોઇએ. નહિતર એ ગુણો જ આપણને બંધનરૂપ થઇ પડશે. ૧૭૫૭માં અમીચંદે બંગાળ જ વેચેલું પણ ૧૯૫૭માં અમીચંદો આખો હિંદુસ્તાન વેચી શકશે. મારાં સુખદુઃખ કેવળ મારાં કુટુંબ કે મારા બંગાળી સમાજ જોડે નહિ પણ આ સેતુહિમાચલ સમાજ જોડે છે. એટલે જે ત્વરાથી આંખ ઉપર ઘા આવતાં હાથ પોતાને આડે ધરી દે છે એ ઊંડો આત્મીય ભાવ મારામાં ભારતીય જનતાના અધમાધમ અંશની જોડે પ્રકૃતિગત ન થઇ જાય તો મારાં કથાકિર્તન, મારી સેવાપૂજા, કે મારી ઇશ્વરપરાયણતા, મને કે મારાં પ્રિયજનોને બચાવી

શકવાનાં નથી; જે મહાન આફત આપણને ક્ષણેક્ષણે અનેક બાજુએથી ઘેરી–છેદી, રહી છે એની સામે આવો પ્રકૃતિગત આત્મીયભાવ જ એક કવચ છે” કહી એ ગાવા માંડતો,

**“તોમાર પ્રતિમા গড়ি গড়ি, মংদিরে, মংদিরে”**

અમે બધા પકડાયા ત્યારે પણ એણે જે નિર્વિકાર-પણે કારાગારના અધિકારીઓના જુલ્મો હસી કાઢ્યા એની પાછળ એનું તત્વદર્શન જ હતું. એ અધિકારીઓને મીઠું હસીને કહેતા “તમે મારો નાશ નહિ કરી શકો, મારો નાશ તો જેણે મને આદિ સંકલ્પ વખતે સર્જ્યો છે એજ કરી શકશે. મારા આયુષ્યની એક પળ પણ તમે વત્તી ઓછી કરી શકવાના નથી.”

“હવે એ તો ગળામાં દોરડું પડશે ત્યારે જોશું.”

“તો એ કાંઈ તમે નહિ કર્યું હોય; આવડા મોટા ઈશ્વરના સામ્રાજ્યમાં મારી ક્યાંક બીજે જરૂર હશે, એ પણ સેવકોની નોકરી વધતી જાય તેમ પ્રમોશન આપીને ઊંચી જગ્યાએ ફેર-બદલી કરે ને? તમારા આ મુઠ્ઠી જેવડા તાલુકામાં પણ વર્ષે કેટલી ફેરબદલી થાય છે? ઈશ્વરને જ્યાં મારી ઉપયોગીતા લાગશે ત્યાં ધકેલશે. વનનાં ઝાડના કાપી નાખનારા લક્કડફોડા એમ માને છે કે અમે આનો નાશ કર્યો, પણ વસ્તુત: તો એ ક્યાંક પાટલા રૂપે હોય છે, ક્યાંક કબાટ રૂપે હોય છે, ને ક્યાંક સાગરની છાતી પર નાચતી નૌકા રૂપે હોય છે.”

ને એજ અધિકારીઓએ એને ફાંસી દીધી ત્યારે એના પગની રજ પોતપોતાના બાળકોની ડોકે તાવીજમાં બાંધવા માગી લીધેલી.

કનક એથી જુદા પ્રકારનો છોકરો હતો. બે વર્ષ પહેલાં પંદર વર્ષની ઉમ્મરે એ આ અખાડામાં આવ્યો હતો. એનું ચંપાના

ફૂલ જેવું સુકોમળ મોં, હરણના બચ્ચા જેવી ચંચળ, મનોહર આંખો, ને સાકરના કટકા જેવી મીઠી બોલી આજે યાદ કરું છું ત્યારે મને થાય છે કે ઓહ ! અમે કેવું અમોલું લોહી રેડયુ છે ! દાદા લખતા હતા તેમાંય સાચેસાચ શું આ કોલસાના ઢગલા વચ્ચે રત્નકણીઓ નહિ હતી ? સરકારી અમલદારનો આ છોકરો 'બદમાશો'ની સોબતે ચડતો, એટલે પિતાએ એને પરણાવી દેવાનો ફાંસલો રચ્યો. હૈયા ઉકલતવાળા છોકરાએ તરતજ હા ભણી ને નિશ્ચિંત મને વિવાહની તૈયારીમાં પડેલા પિતાને થાપ આપી એક દિવસે ચાલી આવ્યો. સ્ટેશનના મજુર તરીકે, ચુનાની ભઠ્ઠી પર મુકાદમ તરીકે, મીલમાં કારકુન તરીકે ભટકી ભટકીને એણે સૌ રખડુઓને લાધેતું સત્ય શોધી કાઢયું; ને એક રાત્રે આ આગળને બારણે આવી ઊભો રહ્યો. ઓરડામાં ફાનસને અજવાળે અનંત, ધીરેન, તુળજા, સૌરીન્દ્ર સૌ વચમાં સગડી મૂકીને તાપતા હતા ત્યાં જઇને કહે "હું તમારી જોડે રહેવા આવ્યો છું"

"અમે તો આગના ભડકા જેવા છીએ, તારાથી રહેવાશે ?"

એણે કહ્યું ' હું તો કનક છું, એને તમે શું કરી શકશો ? બહુ બહુ તો વધુ શુદ્ધ થઇશ."

પડખે પડેલી બત્તીના ધગી ગયેલા ફોટાને એક હાથમાં પકડી અનંતે શાંતથી કહ્યું.

"તારાથી આમ થઇ શકશે ?" કનકે રમતગમતમાં પડખે ભડભડ બળતી શગડીમાં હાથ મૂકયો ને કહ્યું.

"અખતરો કરી જોઉં."

કુણી ચામડી ચણચણાટ કરતી બળી ગઇ, માંસ બળવાની દુર્ગંધ આવી, પણ એણે હાથ પાછો ન ખેંચ્યો. ફિલસુફ

ધીરેન પણ તે દહાડે "તું સાચે જ પારસ છે" એમ કહી પગમાં પડી ગએલો.

શશી ને એની જોડી હતી. અનંતે ભરતી કરેલા દિક્ષીતોને એ શસ્ત્રો વાપરવાની તાલીમ આપતા સીત્તેર ફુટ ઉંચી નાળીયેરી પર ઝુલતું નાળીયેર એ નિશાને ઉડાવી દેવું એમને મન રમત વાત હતી.

મનમોહન એ બધાથી જુદો હતો. એ મારો સીધો વારસદાર હતો. એ નાસ્તિક રસાયણશાસ્ત્રી હતો. નાસ્તિકની જોડાજોડ જે નીતિવિહીનતાની કે જીવનના ધોરણના અભાવની કલ્પના કરી લેવાની આપણા આ આસ્તિક (!) મુલકમાં ટેવ પડી ગઈ છે, એનો એ કઠોર જવાબરૂપ• હતો; એક ક્ષણમાં એને ક્રાંતિનું રહસ્ય સમજાઈ જતાં જ ઘર છોડયું હતું. હું માની શકતો જ નથી કે એણે કોઈ દિવસ સ્રીને વિજાતીય પ્રાણી તરીકે જોઈ હોય; અમારી ચર્ચાઓમાં પણ જો કયાંક જરાક એવી ગંધ આવતી તો તપી જઈને બોલી ઉઠતો.

" તમે આ શું બકી રહ્યા છો ? સ્રી એક માણસ છે એમ નથી વિચારી શકતા ? માણસ તરીકે એને વળગતી ફરજો-ચર્ચા છોડીને તમે શા માટે આડા ઉતરો છો ?"

મોજીલા શશીને સૌરીન્દ્ર એને ચીડવવા બોલી ઉઠતા,

"સ્રીમાં એથી પણ કાંઇક વિશેષ છે ને એજ અમને મહત્વનું લાગે છે."

"એજ મહત્વનું લાગતું હોય તો અહીં શા માટે આવ્યા છો ? બનારસની દાલમંડીમાં જાઓને ! એજ લઇને ત્યાં ઘણાં બેઠાં છે."

'હાં, હાં,' તુલજા બોલી ઉઠતી.

"ના, હું તમને સહુને જણાવી દઉં છું; વિપ્લવ સ્ત્રીને પુરૂષ તરીકે જ જુએ છે, એના સઘળા પુરૂષાર્થને એ ધર્મ ઉપર જ હાંકલ કરે છે". કહી એ શશી તરફ જોઇ રહેતો "પ્રિયતમા તરીકે જોવાનું કામ કવિતાનું છે" શશી કવિ હતો.

ઇશ્વર વિષે વાત નીકળતાં જ એ કહેતો.

"એ નિર્ગુણ ને સગુણને હમણાં ઉકરડે નાખો. નિર્ગુણ હશે તો પડ્યું રહેશે ને સગુણ હશે તો સડી જશે. તમારે ઇશ્વરની જરૂર શું છે? કે તમારે એકાદ માલિક વિના ચાલતું નથી! તો આ દુનિયાના જંઘીસખાનોને શા માટે નથી પસંદ કરતા? તમારી પાસે મા છે, બાપ છે, મિત્રો છે, સહુ છે. પછી વળી સૌના એક ખીચડાને ઉભો કરી એને ઉંચા આસને બેસાડી પૂજવાની જરૂર શી છે? ફિલસુફ ધીરેન તરફ ફરીને એ કહેતો,

"લોકો કહે છે એ કરૂણામય છે. લોકો કહે છે એ સમદૃષ્ટિ છે. લોકો કહે છે એ માત્ર સાક્ષી રૂપ છે. ભાઈ જો આ બધું હોય તો એની પ્રાર્થના કરવાની, એની ક્ષમા માગવાની, એની દયા યાચવાની શી આવશ્યકતા છે? એના તમે કહો છો, એ ગુણોજ એની અનાવશ્યકતા સિદ્ધ કરે છે. એ શું એવો આપખૂદ છે કે એની પ્રાર્થના નહિ કરનારને Bloody maryની પેઠે જીવતા બાળો?

ને ઇથરના જેવું એ કોઈ સર્વવ્યાપી દ્રવ્ય હોય તો એની પૂજાની શી આવશ્યકતા છે? તમારી પૂજાને સમજવાની ઇંદ્રિયોજ એ દ્રવ્યમાં ક્યાં છે? ને જંગલીઓની પૂજાથી જેમ પાષાણના ધર્મોમાં કાંઈ ફેરફાર થતો નથી તેમ એમાં પણ શાનો ફેરફાર થવાનો હતો?"

ફિલસુફ કહેતો,

"But conception raise the aborigin."

"That only as long as he does not know the functions of the stone. and than again your god is a physcological one and not an omnipotent force in, above, or apart from the Universe.

તુલેજા હસીને કહેતી

"તો તમારે ઇશ્વર, ધર્મ જેવું કાંઇ છે કે નહિ?"

મેઘ ગંભીર અવાજે એ કહેતો

"My God is the happiness of man–kind
my religion is revolution'

ધીરેન હળવે રહીને પૂછતો

"Then what is Happiness?"

એ તત્ક્ષણ કહેતો, "Bread–peace and Self–realisation to all."

મારા પત્ની એની વિશેષ શ્રદ્ધા યાદ કરું છું ત્યારે મને કંપારી છૂટે છે. માણસના જીવન સાથે રમત કરવી એ મહાભયાનક કામ છે. તમારે ખોળે કોઇ માથું મૂકવા આવે ત્યારે લાખવાર નકારજો ને કરોડવાર વિચારીને જવાબદારી લેજો. તે દિવસે તો એ શ્રદ્ધાભક્તિના આસન પર દૃઢતાથી બેસી મેં એ ભ્રાતૃહત્યાનું પાપ કરવાની આજ્ઞા કરી, એથી એ ભક્તિનું આસન તો ન તૂટી ગયું, પણ હું એના ઉપરથી એટલે દૂર ઉથલી પડ્યો કે આ ભવે એ સિંહાસનના પાયા પાસે પહોંચવાની પણ આશા નથી રહી.

સૌરીન્દ્ર અમારો હાસ્ય ભંડાર હતો; એકવાર જંગલખાતાના એક અફસરનો શિકાર કરી આવીને કહે "આજે...કાર્બન આટલો નાઇટ્રોજન...આટલું...કેલ્યસ્યમ રૂપાંતર પામી ગયું; પણ રૂપાંતર પામતાં કાંઇ એ બધાં ચીસો પાડતાં કાંઇ ચીસો પાડતા'તાં" પછી ગંભીર થઇને કહે. "મૂરખાં રસાયણશાસ્ત્રીઓ કહે છે માણસ આ થોડાંક દ્રવ્યોમાંથી બને છે. તો એ દ્રવ્ય તો હજુ એના શરીરમાં પડયાં છે. જઇને એને ઉભો કરી દે."

એક બીજી વખત તુળજા સૌને પીરસતી હતી-તે દહાડે દૂધપાક કર્યો હતો-શશી ને સૌરીન્દ્ર વચ્ચે તપેલું ચાટવા માટે હરિફાઇ થતી હતી. વધુમતે એ લાભ શશીને મળે એમ ઠર્યું હતું. શશી હસતો હસતો તપેલું સાફ કરતો હતો ત્યાં સૌરીન્દ્ર એકદમ ઉછળીને કહે. "વાઘરા પેઠે તપેલું શું ચાટછ? શરમાતો નથી. મારા સારું થોડું રાખ તો ખરો?"

અમે બધા એવા હસી પડયા કે વાત નહિ. પણ-જયારે એણે આંદામાનમાં બારીનો કાચ ખાઇને જીવનનો અંત આણ્યો ત્યારે એ વાત યાદ કરું છું ત્યારે-સૃષ્ટિના આત્માને લાખ લાખ ધારે રડતો જોઉં છું.

આ બધાના ગતિચક્ર સ્થાને કોણ હતું? અનંત. અનુરાધાપુરની હાઇસ્કુલમાં છ આઠ મહિના શિક્ષક તરીકે રહીને એણે આ ને આવા બીજાને ખેંચી આણ્યા હતા. ને અમારી કોકીલકુંજીત આમ્રઘટામાં એ ને ધીરેનદા એમના વર્ગો લેતા હતા. ત્રીશેક વિદ્યાર્થીઓના. એ વિદ્યાલયને એમણે તુળજાની સૂચનાથી 'અચ્યુત વિદ્યાલય'નું નામ આપ્યું હતું. અનંત આ વિદ્યાલયના છાત્રોની ધ્યાન મૂર્તિ હતો. આવા બધા, દેવોને પણ ઇર્ષા ઉપજાવે એવા સોહામણા ને વીર્યવાન સાથીદારો છતાં મને અમે નિષ્ફળ ગયા એ યાદ આવે છે ત્યારે

મહામૂંઝવણમાં પડી જાઉં છું ને થાય છે કે "અમે વાસ્તવિકતાથી કેટલે દૂર હોઇશું કે આવું આવું સામર્થ્ય છતાં અમે અધરસ્તે જ ડૂકી ગયા ? પ્રાતઃસ્મરણીય ચિત્તપાવનના એ શબ્દો જ યાદ આવે છે "ત્યાં કર્મ ને ભક્તિ સભર હતાં પણ એમાં યથાર્થજ્ઞાનનો તેજોદીપ પ્રગટયો નહોતો ?"

૭

યુગાંતર કરવાના પહેલા પ્રયત્નને પાંચ સાલ વીતી ગઇ હતી. અમે બીજો ભડકો કરવાની તૈયારી કરતા હતા એ વખતે અમારામાં એક જણ ઉમેરાયો. એનું નામ સુખદેવ. અનંત એને કલકતાથી સાથે લેતો આવ્યો હતો. એના કહેવા મુજબ એ સુંદરવનમાં મૈમનસિંગ જિલ્લામાં કામ કરતો હતો ને પ્રમુખ દેશનાયકોના પરિચયમાં હતો; કામને માટે જોઇતા પૈસા લાવી આપવાનું એણે સ્વીકાર્યું હતું. એ આવ્યો તે પછી થોડા દિવસે તુળજા મને કહે.

" આ સુખદેવ કયાંનો છે ? "

મેં કહ્યું " મને ખબર નથી. અનંત લાવેલ છે "

" મને એના પ્રત્યે સુગ આવે છે, જાણે એ અપશુકનીઆળ હોય ને !"

" એ તો અમસ્તું "

" અમસ્તું કાંઇ નહિ, આટલા બધા અહીં આવી ગયા મને કદી આવું નથી થયું. મને એમ જ થયા કરે છે કે આપણા સૌભાગ્યનો એ રાહુ છે "

મેં હસીને કહ્યું " તો ભલેને આપણું સૌભાગ્ય નંદવાઈ જાય. ક્યાં કોઈ પાછળ રોનાર છે "

તુળજાનું મોં ઊતરી ગયેલું જોઇ મેં કહ્યું.

"હું અનંતને ચોકસાઇ કરવા કહીશ" અનંત તો એના પર રીઝ્યા હતો. થોડા દિવસોમાં એવી ગાઢ મૈત્રી જામતી મેં કોઇની જોઇ નહોતી. બંને સાથે જ ખાતા, સાથે જ સૂતા ને સાથે જ કામે જતા. એક દિવસે તો અમે બધા બેઠા હતા ત્યારે અનંત કહે.

"સુખદેવ, આ વિદ્યુત તને Agent provocutor ધારતો હતો."

"સાચું છે, નવા માણસ પ્રત્યે એટલી સાશંક નજર ન રાખીએ તો આવાં કામો ન ચાલે. એટલે જ તમે જ્યારે બહુ નિખાલસ થઇ જાઓ છો ત્યારે મને નથી ગમતું" એણે કહ્યું.

ને પછી તો એક ધાડ પાડવામાં એણે જે ફાળો આપ્યો એ બનતાં તો અનંતનો જ નહિ પણ અમારા સહુનો એના પરનો વિશ્વાસ દશગણો વધી ગયો.

છેલ્લે અમે શહેરની મુખ્ય બેંકમાંથી દોઢેક લાખ રૂપિયા ઉઠાવવાનું નક્કી કર્યું. એ અમારૂં છેલ્લું પરાક્રમ થવાનું હતું. એ પછી ચોથેજ દિવસે અનુશીલન સમિતિએ પ્રદેશવ્યાપી યુગાંતર કરવાનું નક્કી કર્યું હતું સુખદેવની યોજના મુજબ અમારે દશબાર જણાએ યુરોપિયન પોશાક પહેરી મોટરસાઇકલો પર બેંકમાં જવાનું હતું. તે દહાડે જ હાઇસ્કુલ ને કોલેજના વિદ્યાર્થીઓ દ્વારા શહેરના બીજા છેડા પર રમખાણ મચાવીને મીલીટરીને ત્યાં રોકી રાખવાની હતી. ને બેંક પર પહેરો ભરતા બેચાર સિપાહીઓને ઘાયલ કરી અમારે

રકમ ઉઠાવી જવાની હતી. બેંકની તિજોરીની ચાવીઓ સુખદેવે મેળવવાની હતી.

આ બધાને હજુ બે મહિનાની વાર હતી. બે મહિના સુધી સુખદેવ ન દેખાયો. અવારનવાર અનંત પર કાગળો આવતા એ પરથી અમે જાણેલું કે એ કોઇકની ઓળખાણથી બેંકમાં કારકુન તરીકે રહી ગયો છે.

બે મહિના પછી એક સાંજે આવીને એણે અમારા હાથમાં બેંકની ચાવીઓ મૂકી. અમે આશ્ચર્યચકિત થઇને જોઇ રહ્યા.

"કેવી રીતે લાવ્યા ?'

"આકાશમાંથી" એણે કહ્યું,

બીજે દિવસે સંધ્યાકાળે અમે દસ જણા મોટરસાઇકલો પર ચડયા. મનમોહને એની સાથેની પેટીમાં બોમ્બપણ લીધા. તુળજા પણ તે દિવસે સાથે હતી. એણે આ સાહસમાં સાથે આવવાની હઠ લીધી હતી. માત્ર અનંત નહિ હતો. એણે તથા વિદ્યાલયના વિદ્યાર્થીઓએ કૉલેજ ને હાઇસ્કુલના છોકરાઓ વચ્ચે જવાનું સ્વીકાર્યું હતું. ગોરજ સમયે અમે શહેરના દરવાજામાં માર માર કરતા પેઠા; ત્યારે લોકો દુકાનો ફટાફટ બંધ કરી, કેડે કૂંચીઓ ખોસીને નાસતા હતા. ઊંચી ઊંચી અગાશીઓ પર લોકો ટોળે વળીને શહેરના બીજા ભાગમાં રમખાણની જે આગ લાગી હતી તે જોતા હતા. અમે બંદૂક તડાતડ ફૂટવાનો અવાજ સાંભળતા હતા; અમારી ધારણા ફળી હતી. બેંકના પગથીઆ પર બેબાજુએ બે ગુરખા ઉભા હતા. અમે ઉતરીએ ન ઉતરીએ ત્યાં તો સુખદેવે એક જણને વીંધી નાખ્યો હતો ને બીજો કનકના ખંજરના ઘાથી તરફડતો હતો. કનક એની સામે પણ જોયા સિવાય મુખ્ય બારણાના જંગી

તાળાંમાં કાંઈક ભૂકી ભભરાવી દિવાસળી ચાંપતો હતો. એક જબ્બ-દસ્ત ધડાકો થયો ને તાળાં ને બારણાંના ચુરેચુરા થઇ ગયા. સુખ-દેવના હાથમાંથી ઝુડો લઇ અમે એક પછી એક તિજોરી ઉઘાડતા નોટોના થોકડા, ગીનીની થેલીઓ ને સોનાની પાટો બહાર ઉભી રાખેલી મોટરમાં ધકેલતા હતા.

ભાગ્યેજ આ બધું પતતાં અરધો કલાક થયો હશે. ફરી સાઇકલ ઉપર ચડવા જાઉં ત્યાં કનક હજુ લોબી પર લોહી લોહાણ હાલતમાં પડયો હતો. એની આંખનું એક રતન બહાર નીકળી પડયું હતું. તુળજા એના માથા પાસે દિગ્મૂઢની જેમ બેઠી હતી. વિદ્યાર્થીઓના નાસતાં ટોળાની ચીચીઆરીઓના અવાજ અમે સાંભળી શકતા હતા—પાછળ પડેલી મીલીટરી અહીં થઇને નીકળે તેમ હતું. મેં સુખદેવને કહ્યું 'તું મોટર લઇને નાસી છૂટ, હું ને ધીરેનદા આને લઇને આવશું. તુળજા જવા તૈયાર ન હતી, પણ વાદવિવાદનો એ વખત ન હતો, મારા સાથળ પર કનકનું માથું મૂકીને એ ચૂપચાપ ઊભી થઇ, જતાં જતાં પૂછ્યું.

" અનંતદાના ખબર મળશેને ? "

" એ ત્યાં અમારા પહેલાં પહોંચી જશે "

ધીરેનદાએ કનકની નાડી હાથમાં લીધી ને કહ્યું "ચંદ્ર ઉગશે ત્યારે આ નહિ હોય "

મેં કહ્યું "ત્યારે શું કરશું ? અહીંની કૉલેજના મિત્રો પાસે લઇ જઇએ ".

" આના બે ઘડીના જીવન માટે એ મિત્રોના આયુષ્યને ક્યાં જોખમમાં નાખવું ? આવો તમે મોટરસાઈકલ પર બેસો." કહી

એમણે કનકના અર્ધમૃત દેહને પોતાનું પાટલુન કાઢી મારી જોડે બાંધ્યો. કનકની વેદનાનો કંઇ પાર નહોતો પણ વાચા બંધ હોવાથી અમને એની પૂરી ખબર પડે તેમ ન હતું.

ને એમણે એકલી લંગોટીભેર સાઇકલ પર ચડતાં કહ્યું, "મારી પાછળ હાંકી મૂકો."

"આમને આમ ચાલશે ?" એમના નગ્ન શરીર તરફ આંગળી ચીંધતા મેં પૂછ્યું.

"એ જ સાચું રૂપ છે ને; આવ્યા'તા પણ એ જ રૂપ લઇને, જવાના પણ એ જ રૂપ લઇને, તો મિથ્યા શરમ શું કામ ?" એમણે મોટર સાઇકલ ચાલુ કરતાં કહ્યુંઃ બંદૂકના ધડાકાને પાછળ ને પાછળ મૂકી અમે નદીનો પૂલ પસાર કરી ઘર તરફ દોટ મૂકી. અમારા મકાનની પૂર્વદિશાનું જંગલ વીંધીને બહાર નીકળીએ ત્યાં હાક સંભળાઇ. "Halt who comes there."
ને અમારા કાન આગળથી સૂસવાટ કરતી ગોળી પસાર થઇ ગઇ.

"ધીરેનદા પાછા ફરો" મેં કહ્યું. એતો લાંબા થઇને ચૂપચાપ ઘાસમાં સૂઇ ગયા હતા. હું પણ મારી પીઠ પર કનકનો લોહી તરબોળ દેહ જકડીને આડો પડયો પડયો ઝાડી તરફ જવા મથતો હતો. ચંદ્રમા ઝાંખો ઝાંખો ઉગ્યો ત્યારે અમે જોયું તો અમારા મુખ્યદ્વાર પર ઘોડેસ્વાર પોલીસની ટુકડી ઉભી હતી. મેં કનકને ઘાસની પથારી પર સુવાડી પિસ્તોલમાં કારતુસ મૂકતાં કહ્યું "તમે જરાક આને સંભાળો ત્યાં હું તપાસ કરી આવું"

પશ્ચિમ દિશા તરફના નદીના કોતરોમાં લપાતો લપાતો જઇ એક ટેકરી પર ચડયો ને જોયું તો અમારા પાછલા ઘાટ પર સિપાહીઓની ટોળી ઉભી હતી. નદીના પુલ પરથી મુખ્યદ્વારે આવતો

રસ્તો ને હોડીમાં બેસીને ઘાટ પર ઉતરી અંતઃપુરનાદ્વારે પ્રવેશવાનો રસ્તો બંને રોકાઇ ગયા હતા, ને અમારામાંના થોડાક અંદર ને થોડાંક બહાર એમ વહેંચાઇ ગયા હતા. મને ઓચિંતાનું યાદ આવ્યું કે 'તુળજા દીદી પણ અંદર છે.'

પાછા આવીને જોયું તો ધીરેનદા કંઇક ઔષધી ખોળી લાવી કનકને પગતળીએ ઘસતા હતા.

"આપણા બંને દરવાજા રોકાઇ ગયા છે."

"ને આપણો બધો સરંજામ તો અંદર છે" એમણે કહ્યું.

"વિદ્યુતદા, આપણે પુલ તોડી નાખવો જોઇએ."

મેં ચમકીને જોયું તો કનક બોલતો હતો.

"કોણ કનક, તું બોલે છે!"

"હા તમે તો ધાર્યું કે હું મરી ગયો હોઇશ ખરુંને? પણ હજી તો જીવતો છું; પીડા તો ઘણી થાય છે, જાણે કોઇક માથામાં સુયા ભોંકે છે, પણ"–એણે બે હાથે માથું પકડયું ને થોડી વારે કહ્યું "પણ પહેલું પેલું કામ કરો, પુલને તોડી નાખો, ને ધીરેનદા તમે મને ઘાટની સીધી હારમાં નદી વચ્ચે બેટ છે ત્યાં ન લઇ જાઓ? આપણે એવી લડાઇ આપશું કે એમને પણ આપણને પુજવા પડશે"–મારા તરફ ફરીને કહે "મારા ખિસ્સામાં ડાઇને માઇટ ને બાકસ છે–દૂરથી ચેતાવજો" ને તુટતાં સ્વરે કહ્યું "અત્યારે મારી કાલી હોત" એની લાંબી બંદૂકનું નામ એણે કાળી રાખ્યું હતું.

મારી રગેરગમાં બહુદિન ઝંખી આગ પ્રગટતી હતી. જે રાતનાં મેં સ્વપ્નાં સેવ્યાં હતા તે આજ આવી પહોંચી હતી. મેં

કહ્યું " એ પણ જોશે કે કેવા મરદો સાથે એમને કામ પડયું હતું. આજે પિતા, દાદા, સૌનું તર્પણ કરીશ "

પુલ પાસે પહોંચ્યો ત્યારે સઘળે શાંતિ હતી. દૂર ક્ષિતિજમાં સળગી ઉઠેલા શહેરની અણબુઝાયેલી આગ જાણે સ્વાધિનતાનો અરૂણોદય થતો હોય તેમ લાલ પાંખ વિસ્તારતી હતી; હું ઉતાવળે નદીના પટમાં ઉતર્યો, પહેલાજ થાંભલાને પાણી અથડાતાં હતાં. કબૂતરને બેસવાને કરેલા એક ગોખલામાંથી બે ત્રણ કાંકરા કાઢી અંદર પડીકું મૂકયું–કિનારા પર પાછો ચડી લાબો વાંસ કાઢી લાવ્યો, પહેરણ ફાડી લાંબું ચીથરૂં વીંટયું ને આગ દાગીને નીચે જ નદીમાં પડતું મૂક્યું.

બે ચાર પળ પછી આભ તૂટી પડ્યું હોય તેવો જબર-દસ્ત કડાકો થયો ને પૂલના બે નાળાં તૂટી પડયાં–ઉડેલ પથરાની કરચોથી વાતાવરણ ભરાઇ ગયું.

નદીના પટમાં શાંતિથી તરતાં તરતાં જોયું તો ઘાટ પરના સિપાહીઓ, ભયના માર્યા બેબાકળા બની સફાળા ઉભા થઇ ગયા હતા. ને ક્ષણ એક પછી એમની નીચેની જમીન ફાટે ને ગરક થઇ જાય તેમ બંદૂકના અવાજ સાથે એક એક શરીર ઉછળી ઉછળીને નદીમાં પડતાં હતાં. દ્વાર ઉપરના ઝરૂખામાં મનમોહન એક હાથમાં મશાલ ને બીજા હાથમાં બોમ્બ રાખીને હસતો હતો. ખાટલા પર બેઠા બેઠા ધીરેનદા પુલકિત કંઠે ગાતા હતા.

**" તોમાર અતિમા ગડી ગડી મંદિરે મંદિરે "**

૮

કનક ઘાટ બાજુના દ્વાર પર આડો પડીને છેલ્લી ઘડી સુધી એની 'કાલી'વતી નિશાન તાકતો રહ્યો. સામે કાંઠેથી બે દિવસ સુધી હોડીમાં જે કોઇ આવ્યા એને કનકની નિશાનબાજીએ ઉછાળી ઉછાળીને કર્ણફૂલીમાં જલસમાધિ લેવરાવી. આખરે બીજે દિવસે રાત્રે જૂના પુલની જગ્યાએ નવો હોડીનો પૂલ કરીને લશ્કર પસાર થયું ને અમારા મહેલ પર એકી સાથે ચાર્જ કરવાનું નક્કી કર્યું.

તેજ રાત્રે તુળજા ક્યાંક ચાલી ગઈ.

અમે અંદર પાંચ જણા હતા. હું, મનમોહન, ધીરેનદા, કનક ને તુળજા. સુખદેવ કયાં ગૂમ થઈ ગયો એની ખબર જ ન હતી.

અનંત રમખાણમાં જ ક્યાંક ખપી ગયાનો સંભવ અમે માની લીધો હતો; પણ તુળજા એ માનતી ન હતી. જો કે એનું સમસ્ત અંતર વ્યથિત થઈ ગયું હતું પણ એણે કશુંયે બહાર દેખાડવામાં નાનમ માની હતી. આજે એની વ્યથાનો બોજ હું કલ્પી શકું છું. તે દહાડે તો અમારૂં ધ્યાન જ એ તરફ નહિ ગયેલું. પણ આજે જ્યારે કલ્પનામાં એ વ્યથાની મૂર્તિમાન નારી જેવી દીદીને યાદ કરૂં છું ત્યારે હું એનાથી સાવ અજાણ રહ્યો એ મારી મૂઢતા પર મને આશ્ચર્ય થાય છે. દિવસે એણે કેટલીએ વાર ઝરૂખાના દરવાજા પર સુસવતી ગોળીઓ વચ્ચે ઉભા રહીને

દૂરના કાંઠા પરના રાજમાર્ગ તરફ નજર નાખ્યા કરી હતી; અન્નનો એક દાણો પણ મોંમાં નાખ્યો ન હતો. માત્ર તુળસીનું પાન ને દૂધનાં બે ટીપાં લઈને જ એણે બેઉ દિવસો અમને કારતુસો ભરી આપવામાં, મનગમતી રસોઈ રાંધી આપવામાં, પાટાપીંડી કરવામાં ને મોડે સુધી એક ચિત્તે ગીતા વાંચવામાં એણે બધા કલાકો ગાળ્યા હતા. આજે મારી એ નારીકુલશ્રેષ્ઠ દીદીની એ દિવસોમાં એક ઘડી પણ ખબર ન પૂછી એના અંતસ્તલમાં ડોકીયું નહિ કરવામાં મેં જે અવગણના કરી છે એ યાદ કરતાં મોંમાંથી ધિક્ ધિક્ સિવાય બીજું કશું ઉચ્ચારાતું નથી. અમને વીર પુરૂષોને એ ખબર નહિ હતી કે જેના પર અમારા પગ ઠેરવ્યા હતા એ એક સ્ત્રીની અંતરવેદનાનું આસન હતું. સાચે સાચ તો મારે મન દીદીને દુઃખ થાય એ કલ્પના જ નહિ હતી. મારે મન એ જેને સુખ દુઃખ સ્પર્શે એવી માનવી હતી જ નહિ.

દીદી ગઈ તે સાંજે કનકે કહ્યું.

" એક વાત માનશો ?"

' શું ?'

" તમે નકામા અહીં શા માટે બેસી રહ્યા છો ? આટલી વારમાં તો તમે ક્યાંક નાસી ગયા હોત, હજુ પણ લશ્કર આવ્યું નથી. શા માટે નાસી નજાઓ ?" મનમોહને નાકનું ટીચકું ચડાવ્યું.

" નાસીને થોડા જ જીવતા રહેવાના હતા ? "

" બધા નહિ તો કોઇક તો જીવશે."

" ને તારૂં શું ? '

"હું તમારા બધા વતી આપણું પાણી બતાવીશ"

મેં ડોકું ધુણાવ્યું.

"હું તો કનક સાથે રહીશ" મનમોહને કહ્યું.

"મારી સાથે રહીને શું કરવું છે? જીવીશ તો આવાં ઘણાએ પરાક્રમ કરીશ. ને અહીંઆ તું નહિ હો તો કાંઇ આપણો ધ્વજ ખંડિત નહિ થઇ જાય. ધીરેનદા એને સમજાવોને!"

"ના વિદ્યુત એ વાત કાઢી નાખવા જેવી નથી. તું ને મનમોહન ચાલ્યા જાઓ, હું ને કનક રહીશું" ધીરેનદાએ કહ્યું.

"ને ધીરેનદા, પછી તમે પણ ચાલ્યા જજો, આપણી રસાયણશાળામાં મને પૂરી, પડખે કાલીને મૂકી, કાંડી મૂકી દેજો. એમના હાથમાં રાખ આવશે"

"એ આપણે કરશું, તમે બેઉ નીકળી જાઓ, હું હું પણ વખત થયે નીકળી જઈશ" ધીરેનદાએ અમને કહ્યું.

"આપણું એકપણ હથિયાર એમના હાથમાં નહિ જવું જોઇએ" કનક લવતો હતો. થોડીવાર જંપી વળી ઝબકી જઈને કહ્યું "તુળજાદીદી, નમસ્કાર. જાઉંને?" ને એનું માથું ઢળી પડયું—આંખો મીંચાઈ ગઇ.

હોડીના પુલ પર પસાર થતા તોપોના રેંકડાનો ખડખડાટ, ઘોડાઓનો હણહણાટ, ને સિપાહીઓના જોડાની તાલબદ્ધ પડઘી અમે એ નિરવ રાત્રિમાં સાંભળતા હતા. ધીરેનદાએ કહ્યું "એણે કહ્યું તે પ્રમાણે હું બધું પતાવું છું, તમે નાસી છૂટો, હું પાછળ જ છું" મેં ને મનમોહને મૂંગા મૂંગા કનકના પગે માથું ધર્યું ને એક પિસ્તોલ સિવાય બધાં હથિઆરો મૂકી દઈને યંત્રવત પાછલા દરવાજેથી નીકળી ગયા.

૯

અલીપુર જેલમાં બેઠા બેઠા હું વારંવાર શોચતો હતો કે આમાંની કંઇ અંધારી કોટડીમાં દાદાને રાખ્યા હશે? એકવાર એ કોટડીના દર્શન થાય તોયે કેવું સારું!

સુંદરવનમાં રાતદિવસ દોડી દોડીને થાકેલા અમે આરામ લેતા હતા. મનમોહન સૂતો હતો અને હું ચોકી કરવાનું સ્વીકારી ઝોલે ચડી ગયો હતો. ત્યાં ઓચીંતા જ પકડાઇ ગયા. હાથોહાથની લડાઇનો મોકો પણ ન રહ્યો.

જેલના એ એકાંત ખૂણામાં મને દોરતા હતા ત્યાં જોયું તો એક ઓરડીમાં ધીરેનદા કાળો કામળો પાથરીને ઉઘાડે શરીરે બેઠા હતા. એમનું શરીર સુકાયું હતું પણ એમની આંખો ને મોં અમાપ શાંતિ સૂચવતાં હતાં. મેં એમને મૂંગા મૂંગા પ્રણામ કર્યા, એમણે હસીને કપાળે હાથ મૂકી કહ્યું "વિધી" ને પછી તો જેને મેં મારા સહોદરો કરતાં પણ વિશેષ વહાલા હતા એ સૌ દેખાયા. નિર્મલ, સુમંગલેશ, નરેન્દ્ર, ગોપાલ, દેવદત્ત ને બીજા કેટલાએ શાળાને પાઠશાળાના વિદ્યાર્થીઓથી ઓરડીઓ ભરચક હતી. કેટલાકને તો હાથપગમાં બેડી નાખી કોટડીમાં બાંધી રાખ્યા હતા. મને જોઇને એમણે સૌએ મોટેથી કહ્યું.

વંદે માતરમ્

ને સૌથી છેલ્લે મારી પડખેની જ કોટડીમાં હતો સુખદેવ. જેને અમે ખપી ગયેલો ધારતા હતા એતો ઘર તરફ આવતાં રસ્તામાં જ પકડાઇ સૌની અગાઉ આવીને પુરાયો હતો.

આ બધાને જોયા પછી મને પહેલી લાગણી જો બનતું હોય તો બધાનો દોષ મારે માથે વહોરી લેવાની થઇ. કારણકે કેટલાયે બિચારાએ એ વિશ્વાસે જ અમને સાથ આપ્યો હતો કે આ બધું ખાનગી જ હતું ને કોઇ સંજોગોમાં એમના નામ બહાર પડવાના જ નથી. એમાં અમને પૈસા આપનારા કેટલાયે ગૃહસ્થો હતા, એમાં હથિઆરોની પેટી સેરવી લાવનારા ખારવાના અર્ધો ડઝન છોકરાઓ હતા, એમાં કસ્ટમ, પોલીસ ને ન્યાયખાતાના ડઝનેક નોકરો પણ હતા. મારી જમણી બાજુમાં જ એવો એક ન્યાયખાતાનો નોકર દીનકરરાવ હતો, એણે મને જોયો કે તરત જ પૂછ્યું "બાબુજી ક્યા હોગા ?"

મેં આકાશ સામે જોઇને કહ્યું "ઉસકો માલુમ."

પણ મને બરાબર ખબર હતી કે એની છાતી પર આવનાર ઘાને અમારી પર ઝીલવાની અમે ખાત્રી આપી હતી. એ જોર પર જ એણે છેલ્લામાં છેલ્લા દાવપેચની ખબર આપી હતી. આજે જો અમે એને ન બચાવીએ તો એ ભયાનક વિશ્વાસઘાત હતો. જેના પાપભારે અમારી બધી અનુશીલન સમિતિઓ ડૂબી જવાની હતી. મેં ઓરડીમાં આખી રાત આંટા મારીને પરિસ્થિતિ વિચારી જોઇ. મને થયું કે અમારા દશબાર જણ સિવાય સઘળાજ છૂટવા જોઇએ. બાર ઉપર જો તેરમા જણનો વાળ પણ વાંકો થાય તો ઇશ્વરની નજરમાં સરકાર કરતાં પણ પહેલાં અમે દોષભાગી થવાના હતા. જેમ ૭ વર્ષ પહેલાં દાદા ને એમની સાથેના શહીદોએ બધો દોષ પોતાને માથે વહોરી લઇને અનંત, ધીરેનદા, નિર્મળ, સાને

બચાવ્યા હતા તેમ આજે મારે, અનંતે, ધીરેનદા ને મનમોહને સૌને બચાવવાના હતા. ને એમ કરીએ તોજ અમારી અનુશીલન સમિતિઓ ને અમારો યુગાંતર સૌની ભીતરમાં અખંડપણે ચાલવાનાં હતાં. મેં નક્કી કર્યું કે સૌથી વધારે ગુનાઓ મારે માથે લેવા, પછી સ્વર્ણવિરાજીત કનકને ભલે ફરી લાવીને ફાંસીએ લટકાવે, તે પછી અનંત, ધીરેન, સુખદેવ ને મનમોહન. અમે આટલા જણાએ જ આ બધા કિશોરોને એકઠા કર્યા હતા. એ બધા આ કાવતરાથી સાવ અજાણ હતા એમ નહિ, પણ એની ગંભીરતાની એમને પૂરી ખબર નહોતી. પૈસાવાળાઓએ પણ પૈસા કાંઇ ગાંભીર્ય સમજીને જ આપ્યા હતા એમ નહિ, હથિયારોની પેટી, છૂપા સંદેશા લાવનાર લઇજનાર સૌ કોઇની સ્થિતિ આવી જ હતી. જે કોઇ એ કોઇ અમલદારોનાં ખુન ને દસબાર ધાડો પડી હતી એ બધું તો અમે બાર પંદર જણાએ જ કર્યું હતું; અનુશીલન સમિતિના પ્રમુખો ને એ બધું તો માત્ર નામનું જ હતું.

બધું વિચારી રહ્યા પછી આકાશ સામે જોઉં તો રાત ભાંગતી હતી. દેવોના રાજમાર્ગ પરના દીવા ઓલવાઇ જવાની તૈયારીમાં હતા. પડખેની ફાંસીખોલીમાં વાવેલ ડોલરની સુવાસે પવનના તરંગ જોડે આવીને મગજને ભરી દીધું. આનંદ ને ઉત્સાહ સાથે મેં કહ્યું.

“આ માટે મારો જન્મ થયો હતો, આજ મારૂં અવતારકૃત્ય છે આકાશના તારાઓ મારા સાક્ષી છે કે મારે માથે મૂકાયેલો બોજો મેં કશાયે બબડાટ વિના સ્ફૂર્તિભર્યાં મને વહ્યો છે”

પણ ઇશ્વરને તો મારે કપાળે ભ્રાતૃહત્યાનું પાપ ચોંટાડી અહર્નિશ બાળવાનો મનોરથ હતો. એ મને આત્મસંતોષપૂર્વક કેમ મરવા દે?

પ્રાતઃકાળે કોટડીમાં બેઠા બેઠા સુખદેવને આનંદથી આખી યોજના સમજાવી ત્યારે એણે છેલ્લે ચૂપચાપ કહ્યું:

"વિદ્યુત, એ બધું નકામું છે, સરકારને બધી જ ખબર છે"

"ખબર છે એથી શું થયું? સાબિત કઇ રીતે કરવાના હતા, ઉલટા આપણે બારે જણા સઘળા ગુનાનો એકરાર કરવાના છીએ. એને એ કેમ કરીને અભેરાઇએ ચડાવશે."

"એ બારસાંજ એક જુડાસ છે"

"હેં!" મારી આંખ ફાટી ગઇ. જેને મેં હોંશે હોંશે મયુરના મરોડથી ગરદન ઉંચી રાખીને ફાંસીની વાત વધાવી લેતા કલ્પ્યા હતા, એમાંથી જ શું કોઇક મોતથી ડરી આ સઘળાના ગળાં પર છૂરી ફેરવવા તૈયાર થયો છે? મેં મનમાં ને મનમાં ધીરેથી કહ્યું,

"એ અશક્ય છે"

"અશક્ય પણ મોતને સામે ઉભેલું જોતાં ઘણીવાર શક્ય થઇ જાય છે" એણે કહ્યુ "તને કદાચ દુઃખ થશે પણ એ સો ટકા સાચી વાત છે, કે અનંતે સઘળી જ કબુલાત કરીલીધી છે. માફી આપવાની શરતે તાજનો સાક્ષી થઇ ગયો છે"

"અનંત? તાજનો સાક્ષી? માફી મેળવવા માટે? તું શું બોલે છે? આ શું સત્ય હોઇ શકે?"

એણે એની ઓરડીમાં હસીને કહ્યું.

"સત્ય જ છે"

આજ મને યાદ આવે છે કે એ કાંઇ ગ્લાનિમય હાસ્ય નહોતું પણ એવફુરી પર દબાવેલ હાસ્ય હતું.

"હું નથી માની શકતો"

જે અનંતને દાદાના ખાલી આસન પર મેં અનેકવાર બેસાડયો છે, જેની બુદ્ધિપ્રતિભા ને વ્યુહકૌશલ્યની મેં ઉપાસના કરી છે, જેની વાણી ને વીરશ્રીપર પૂર્વ બંગાળના સેંકડો જુવાનોએ પોતાના સર્વસુખનો હોમ કર્યો છે એ અનંત-સહુના ભક્તિઅર્ઘ્યના અધિકારી અનંતદા આમ કરે? મેં પાગલની માફક બરાડીને કહ્યું.

"તું જુઠ્ઠો ને મિત્રદ્રોહી છે સુખદેવ"

"મિત્રદ્રોહી તો હું છું કે એ એતો તું જાણશે ત્યારે ખબર પડશે. ન માને તોયે શું જે બનેલ છે એ, કાંઈ થોડું જ ભૂંસાઈ જવાનું હતું. એ તો વાજતું ગાજતું તારી સામે આવશે."

મેં ચૂપચાપ ઓરડીમાં ટેલવા માંડ્યું.

એ હોઈ શકે? કદી જ સંભવી શકે? અનંત? ના ના-ના-ના મારા કાનમાં ખુદ ધર્મરાજ આવીને કહી જાય તો પણ ના. સુખદેવ જુઠ્ઠો, નરાતાળ જુઠ્ઠો.

જો અનંત આમ કરે તો સુખદેવનો શું વિશ્વાસ? મનમોહનનો શું હિસાબ! અરે હું પોતે પણ કોણ! જેણે દાદાને માટે બરફની કોઠીમાં પૂરાઈને મરી જવાનું પસંદ કર્યું પણ જબાનમાંથી એક હરફ પણ ન કાઢયો-એ-એ જો હારી જાય તો હું શું વિસાતમાં? આ બધા પંદર સોળ વર્ષના કિશોરોનું શું?

મેં ધીમેથી બારણા પાસે જઈને પુછ્યું.

"એને બહુ Torture કર્યા હતા?"

"મને ખબર નથી, કદાચ કર્યોયે હોય, પણ એ કાંઈ જીવવાની લાલચે નથી પડયો."

"ત્યારે"

"તમે નહિ માનો, મને વળી ભાંડશો."

"ના નહિ ભાંડુ. કહે તો ખરો."

"એને પરણવું છે."

"પરણવું છે ? હા, હાહાહા" હું ખડખડાટ હસી પડયો. "તને આવું ભેજું કોણે આપ્યું સુખદેવ."

"વિદ્યુત હું કાંઈ વિદૂષક કે પિશુન નથી કે વાતો જોડી કાઢું" એણે ગુસ્સે થઇને કહ્યું "એ તો તારી બહેન તુળજાને જ પરણવાનો છે."

" શું ? " હું બરાડયો ને ઓરડીનું બારણું ધણધણાવ્યું. " નાલાયક, તુળજા સાચું જ કહેતી હતી કે તું નિમકહરામ છે "

એ ભયનો માર્યો અંદર પેસી ગયો હતો. અંદરથી જ કહેતો હતો " નિમકહરામ, મિત્રદ્રોહી, સંઘદ્રોહી હું છું કે અનંત એતો તને તારી મેળાએ ખબર પડશે, ને તુળજા શા માટે મારી વિરૂદ્ધ ન કહે ? એ બેની વચ્ચે તો હું જ આડખીલીરૂપ હતો.

" હું પ્રતિજ્ઞા લઇને કહું છું કે હવે જો દીદીનું તેં નામ લીધું તો પહેલી ક્ષણે બારણા બહાર નીકળીને તને પૂરો કરીશ "

" નાલાયક, નીચ કૃતઘ્ની " હું આંટા મારતા મારતા ગાળો દીધે જતો હતો.

"ટપ" દઇને મારી ઓરડીની સામે નાનકડું પેકેટ પડયું

" તારે ખાત્રી કરવી હોય તો જોઇલે. "

મેં ધ્રૂજતે હાથે હાથ લંબાવીને પડીકું ઉઘાડ્યું. અંગારો પડી જાય તેમ હાથમાંથી ફોટા પડી ગયા.

તુળજાદીદી આ કોની જોડે? મિત્રદ્રોહી, શપથદ્રોહી, સંઘદ્રોહીની જોડે?

નિરભ્ર આકાશ સામે શુન્ય નજર ફેરવીને હું ક્યાંસુધી બેસી રહ્યો એ મને ખબર નથી; ક્યારે એમનેએમ ભોંય પર સૂઇ ગયો એ પણ યાદ નથી, કયે દિવસે ઉઠયો એનું પણ સ્મરણ નથી, માત્ર એટલી સ્મૃતિ છે કે ફરી ઊઠયો ત્યારે હું કોઇનો સહોદર કે કોઇનો સાગરીત રહ્યો નહોતો. મેં સુખદેવને પૂછ્યું.

"મને બધી વાત કહે."

હવે એ મોંઘો થયો "તું એકવાર મને ગાળો દઇલે પછી કહુંને?"

"ગાળો તો દઇશ. તારા જેવો હીન માણસ મેં જોયો નથી. સગી બ્હેનના છિદ્રો જોનારો તો એક તને જ જોયો. પણ તું મને કહે. એના પર બધાના જીવન તોળાઇ રહ્યા છે."

"તું નકામો આકળો થાય છે–તને એ સ્થિતિની ખબર નથી."

"પણ તને કહ્યું કોણે?"

"જેણે એને મનાવ્યો એ જ મને મનાવવા આવેલો ને અનંતની કબુલાતની વાત કરી કહે "આમાં કેટલું સાચું છે?" મેં કહ્યું "એક અક્ષર પર નહિ, હું કાંઇ જાણતો જ નથી. ને ખરેખર ૬ મહિના પહેલાંની વિગતો તો હું ક્યાંથી જાણતો હોઉં? જ્યારે એ કબુલાતમાં તો પહેલાં યુગાંતરથી આજ છ વર્ષ સુધીમાં જે જે થયું તે બધું જ વિગતવાર હતું. એમને મારી સાક્ષી જોઇતી હતી.

મને રીબાવ્યો-ભૂખે માર્યો, માફી આપવાની ખાત્રી આપી, પણ મારે થોડું જ મરૂં તો પણ કોઇ રોનાર હતું? મેં કહ્યું "મને કશી ખબર નથી."

"એણે બધું જ કહી દીધું છે?"

"રજેરજ."

"હું હજુ નથી માની શકતો."

"પંદર દહાડા પછી એ છૂટીને પરણશે એટલે ખબર પડશે."

"એ નહિ પરણી શકે" મેં દાંત ભાંસીને કહ્યું-"એ કદી નહિ પરણી શકે."

"પ્રેમને કોઇ રોકી શક્યું નથી."

"પ્રેમનો દેવ પણ એમને નહિ પરણાવી શકે, મારો એ બોલ છે. પોતાના યજમાનની ભગિનીને જ ફસાવી છે, ને જે એક ક્ષુદ્ર લાલચનો માર્યો સેંકડોને ગરદન મરાવે છે એને ન્યાયનો દેવતા પણ નહિ બચાવી શકે."

મેં આંટા મારતાં મારતાં મનમાં ગોઠવવા માંડ્યું "એમને કહીશું કે એ કેફીયત સાવ જુઠી છે, બોલાવો અનંતને. નવાણું સાથે ભર્યા સો ખૂનોનો આરોપ લઇને અમે ઉભા રહીશું. પણ એ કૃતઘ્નીનો ભાર હવે પૃથ્વી વધારે વાર સહે એ બરાબર નથી. જો એને ન મારીએ તો બધાયે મૃત આંગ્લઅફસરો ઉપર રહ્યા રહ્યા હસશે, ને બધાય સાગરીતો નીચે રહ્યા રહ્યા હસશે-કહેશે "વાહ તમારૂં નિયમન! વાહ તમારી શિસ્ત! ખૂબ તમારો ન્યાય!"

એણે મને, બચાવ્યો છે? પણ એણે માર્યા કેટલાને? છી છી-છી-છી એ કદી નહિ બની શકે

મેં સુખદેવને પૂછ્યું "એને ક્યાં રાખ્યો છે?"

"દવાખાનામાં માંદો છે. એના ઘા હજુ રૂઝાયા નથી. તુળજા ત્યાં અવારનવાર મુલાકાતે આવે છે." મને એ દાઢતો હતો.

બીજે દિવસે ડોક્ટર આવ્યો ત્યારે હું ખૂબ બિમાર પડી ગયો હતો. મને દવાખાનામાં ખસેડયા સિવાય છૂટકો નહોતો.

દવાખાનામાં એક પછી એક કેટલાય મને મળવા આવી ગયા. અને બધાએ અનંતના દ્રોહની વાત કરી. કારણ કે અધિકારીઓએ તો પેલું દ્રોહનું પરિપત્ર સૌની વચ્ચે ફેરવ્યું હતું. સૌને ખાત્રી થઈ હતી કે આપણે કબૂલ કરીએ કે ન કરીએ એનો હવે કશો અર્થ રહ્યો નથી. બધું બહાર તો પડી ગયું જ છે. સાંજના મનમોહન ખોડંગતો ખોડંગતો આવ્યો. મને કહે "વિદ્યુતદા, અનંતદા Gone mad."

" મને તો બીક લાગે છે કે હું હવે સાચે જ ગાંડો થઈ જઈશ મનમોહન, મગજ જાણે તૂટું તૂટું થઈ રહ્યું છે. અનંતે આ શું કર્યું?

ને તે પણ શાને માટે?" બોલીને એણે જાણે ભૂલ કરી હોય તેમ કાળો પડી ગયો ને આજુબાજુ જોવા લાગ્યો.

" તમને સૌને એ ખબર છે મનમોહન?"

" હા સુખદેવે જ વાત કરી છે, પણ સૌ અનંતદાનો જ વાંક જુએ છે, દીદીતો એમાં ભોળવાયાં હોય એમ લાગે છે"

" હા બુદ્ધિમત્તાનું તેજ, રંગભરી વાણી, યૌવનની બલિભાવના. કન્યાને આકર્ષવા માટે એટલું બસ છે" મેં મનમાં ને મનમાં ગણતરી કરી ને પ્રગટપણે કહ્યું, "મનમોહન તું દવાખાનામાં ન આવે?"

"કાલેજ."

"આપણે આનું કાંઈક પતાવી દઈએ, નહિતર આપણા ગઢના કાંગરા એકેએક ખરી પડશે. ભલે બધાને ખબર પડે કે રણ વચ્ચે આવ્યા પછી પાછા ભાગવાનો અવકાશ જ નથી; પાછાં ભાગશો તો સાગરીતોની ગોળીથી જ ઠાર થશો; તું આવ."

"હું આવું, પણ દાદા પિસ્તોલ."

"એ હું કરીશ, તું જા તૈયાર થઈને રહેજે."

"પુચ–મારે તૈયારી કરવાની?" એ માથું ઉલાળીને ચાલ્યો ગયો.

મેં મનમાં ગોઠવ્યું "અમે કોર્ટમાં કહીશું કે એ નિવેદન તો બળજબરીથી લેવાયું છે, અથવા સહી બનાવટી છે ને મનમોહને અનંતનું ખૂન કર્યું એ તો અંદર અંદરના ઝગડાના માર્યા કર્યું છે, પછી અમારા અગિઆર જણના નિવેદનનો કોણ ઇન્કાર કરી શકે તેમ હતું.

આખરે માર્ગ સૂઝ્યો જાણી હું નિરાંતે ઊંઘ્યો. સવારે મેં જેલના વડાને ખબર આપ્યા કે હું મારા બચાવને અંગે વાટાઘાટ કરવા મારી બહેનને મળવા માગતો હતો. તે દિવસે સાયંકાળે મને ઓફિસમાં મુલાકાત માટે લઈ ગયા. હું ઓરડામાં પેઠો ત્યારે એક અમલદાર સાથે અનંત બહાર નીકળતો હતો. એના માથા ને હાથપર પાટા બાંધ્યાં હતા, સહેજ ખોડંગતો ચાલતો હતો. સતત ચિંતાને લીધે ગળી જાય તેમ શરીર ક્ષીણ થયું હતું, પણ એના મોં પર સંતોષ ને સુખની ગાઢી છાયા હતી. એની આંખોમાં મેં નોંધીને જોયું તો અનુરાધાપુરમાં હતી તે જ નિખાલસતા હતી. ગુનેગારની લજ્જા કે ફફડાટનું ત્યાં નામ નિશાન પણ નહોતું; મને એણે

પ્રણામ કર્યા ને વાત કરવા માગતો હોય તેમ અમલદારને ઘડીક થોભવા સૂચવ્યું, પણ હું મોં ફેરવીને સીધો ઓરડામાં ચાલ્યો ગયો. તુળજા સુકાઇ ગયેલી છતાં એ જ મીઠા વાત્સલ્યે ઊભરાતી ત્યાં બેઠી હતી.

"આખરે તારાથી પણ બહાર ન રહેવાયું ને?" બીજી ત્રીજી વાતો કરીને એણે મને કહ્યું.

"મારે તને એક શુભ સમાચાર આપવા છે"

"શું?"

"હું ને અનંતદા" એણે પ્રેમ મુગ્ધ કંઠે કહ્યું "પરમ દહાડે અહીં લગ્ન કરવાના છીએ, એના કેસનું પરિણામ આવે તે પહેલાં અમારે પતાવી દેવું છે—જેથી એમને જ્યાં જવાનું હોય ત્યાં હું અનુસરી શકું."

મને ઘડીક થયું, ઓહો! કેટલી મુગ્ધતા! કેવું અલૌકિક!

"પણ કદાચ એને ફાંસી પણ મળે."

"એટલે તો ખાસ ઉતાવળ છે, ફાંસી આવીને અમારા લગ્ન સંબંધ વચ્ચે ઉભી રહે એ પહેલાંજ અમે વિવાહીત થવા માગીએ છીએ—જેથી ફાંસી અમને છુટા પાડનાર નહિ પણ અતીત સુધી યુક્ત રાખનાર વરમાળા થઇ પડે. પછી થોડી ઘડી મૂંગી રહી કહે.

"પણ તું તો હજુ નાનો છે તેં પેલું ગીત સાંભળ્યું છે." કહી એ હસી "મન મોહન મન રૂકત ન રોકયો" પણ તને એ બધું નહિ સમજાય;" કહેતાં કહેતાં એની આંખમાં પાણી ભરાયાં, એ લૂછતાં લૂછતાં બોલીઃ "ભગવાન ભલે તને એ વેદનાથી દૂર જ રાખે."

મારી નિષ્ઠુરની આંખમાં આ જોઇને પણ ઝળઝળીઆં ન આવ્યાં–માત્ર દીદીપ્રત્યે એક પ્રકારની અનુકંપાની લાગણી થઇ. થયું કે "ભલુ થજો સુખદેવનું કે એણે મને વેળાસર ખબર આપ્યા. હાશ, દીદી મહાન ભ્રમણામાં પડતાં ઉગરી જશે."

પછી અમારી સાંકેતિક ભાષામાં અનંતની જગ્યાએ બીજું જ નામ લઇને આખી વાત કરી કહ્યું "આવતી કાલે મહાભારતમાં ગોઠવીને એ પિસ્તોલ લેતી આવજે."

"સાચેસાચ આમ બન્યું છે? ભયાનક? સુમંગલશ સૌરીન્દ્ર, મનમોહન–એ બધાનું શું થશે?"

"ફાંસી, જો એને દૂર નહિ કરીએ તો!"

"હું, કાલે જ લાવીશ?"

બીજે દિવસે સાયંકાળે મારી દરદીની ઓરડીમાં પુરાઇ ગયા પછી મનમોહન જોડે વાત કરતો હતો.

"તને ભ્રાતૃહત્યાનો ડર તો નથી લાગતોને!"

"ભ્રાતૃહત્યા એમાં શાની? ગઇ કાલે હતી. આજે તો જેવો આ જેલર દુશ્મન તેવો જ એ. A vermin to be rid off ભાઇ હતો તે દહાડે ચાહવામાં બાકી નથી રાખી તો આજે સર્વ શત્રુ થતાં મારતાંયે શા સારૂ ધ્રૂજીશ? અને આખરે મારવું એટલે તો દૈહીક વાસનામાંથી મુક્ત કરવાનું ને?"

"તું બહુ ભયંકર છોકરો છે."

"ગુનેહગારો માટે" એણે મુક્ત કંઠે હસીને કહ્યું.

'અમારે બન્નેએ બીજે દિવસે બપોરે એ ઓફિસમાં જાય ત્યારે રસ્તામાં એને ઘડીકઉભો રાખવાનો હતો. મનમોહનનો ઘા ખાલી જાય તો મારે પિસ્તોલ તૈયાર રાખવાની હતી.

બીજે દિવસે બપોરે હું દવાખાનાના પગથિઆ પર ઉભો હતો. મનમોહન લોબીમાં પાળીને ટેકો દઇને નીચે જોતો હતો ત્યાં અનંત એક અમલદાર સાથે આવતો દેખાયો. પ્રેમીનું જે સરલ, મધુર હાસ્ય તે દિવસે રામેશ્વરમની ધર્મશાળામાં જોયું હતું તે જ, એના ચહેરા પર આજે પણ લીલા કરતું હતું. ઘડીભર હું ખમચાયો. "ચાર દિવસ પછી તો આથી પણ મુશ્કેલ બનશે! ને આ બધાનું શું?"

મેં હાથનો ઇશારો કરી બોલાવ્યો એટલે મારી પાસે આવી હસીને કહે.

"કાલે તને બોલાવ્યો ત્યારે કેમ ન..."એ વાક્ય પૂરું કરે તે પહેલાં ધડુમ, ધડુમ, એક સાથે ત્રણ ગોળીઓ છૂટી હતી. પોલીસ અમલદાર ધુમાડાનો લાભ લઇ નાસતો હતો. ધુમાડો દૂર થાય ત્યારે જોઉં તો અનંત લોહીના ખાબોચીઆમાં તરફડતો હતો, એના ચહેરાની રેખાએ રેખા તણાઇને, દુઃખનો ગગનભેદી ચિત્કાર સંભળાવવા મથતી હતી.

મેં સરી જતા ધૈર્યને એક મહાપ્રયત્ને એકઠું કરીને મોટેથી કહ્યું " તમે તાજના સાક્ષી બનવાનો જે દ્રોહ કર્યો છે એની સંધે આ સજા કરી છે " પણ જવાબ આપવા માટે એના ખાતામાં જમા ક્ષણો નહિ હતી. એણે આંખ ઢાળી દીધી હતી. ખિસ્સામાં કાગળ કાઢવા માટે નાખેલો હાથ કાગળ અર્ધો બહાર લાવી શક્યા હતા. જેલમાં તો પિસ્તોલના અવાજ સાંભળી સૌ પોતપોતાની બેરેકમાં ભરાઇ ગયા હતા, સૌને એમ લાગેલું કે બોમ્બગોળાવાળાએ સાથે

દંગલ મચાવ્યું. એટલે એ શબની પાસે અમે બે જ જણા હતા. ઓચિંતાના મનમોહને અનંત પાસે નમીને રડતાં કહ્યું.

"અનંતદા તમે આમ શા માટે કર્યું?" મારા તરફ ફરીને કહે "એક દહાડે સંધ્યાકાળે કર્ણફૂલીને કાંઠે મેં એમને 'અયિ ભુવન મનમોહીની' સંભળાવેલું ને એમણે કહેલું કે જો એમના મૃત્યુકાળે હું હાજર હોઉં તો મારે ફરી એ ગાઇ સંભળાવવું. ગાઉં વિદ્યુતદા?"

મેં મહામહેનતે ડુંસકું અટકાવતાં કહ્યું.

"ગા, મનમોહન"

"તમે પિસ્તોલ ફગાવીને ઓરડામાં ચાલ્યા જાઓ."

ભક્તના આર્તસૂરે ગવાતા એ ગીતને હું મારી ઓરડીમાં ઉભો ઉભો સાંભળતો હતો ત્યારે મારી નિષ્ઠુરની આંખોમાં પણ ચોધાર આંસુ વહ્યાં જતાં હતાં.

અમરધામાભિમુખે પળવાને આગલે દહાડે મનમોહન એક રક્ષક સાથે મને મળવા આવ્યો હતો. એણે હત્યાના બીજા જ કલાકથી ગીતાનો અખંડ જાપ કરવા માંડયો હતો. યોગીની શાંતિથી એણે જેલની ખાસ અદાલતમાં ગુનો સ્વીકારીને મોતની સજા માગી લીધી હતી—તે દિવસે મને છેલ્લા નમસ્કાર કરવા આવ્યો હતો.

"વિદ્યુતદા, મને શાંતિ છે, હત્યારાને જે ચિત્તનો દાહ થાય છે તે મને નથી થતો. માત્ર કોઇ કોઇ વાર તે દહાડાની દીદીનો ખ્યાલ આવે છે ત્યારે હાથમાંથી ગીતા સરી પડે છે, મન કોઇ એવી ભૂમિમાં પહોંચી જાય છે જ્યાંથી પાછું વળતાં મારું રૂપ બદલાઇને જાણે હું મીણનો હોઉં તેમ ઓગળી

જાઉં છું. બીજે જ દહાડે મને કોઇક મળવા આવ્યું છે એમ કહી ઓફિસમાં લઇ ગયેલા. દીદી લાલકોરનું હિમધવલ પાનેતર પહેરી, સેંથે સિંદૂર પૂરી, કાંડે મીંઢળ બાંધી લીલી સપાટોમાં શોભતી અનંતદાનું માથું ખોળામાં લઇ તપઃપૂત દક્ષતનયા જેવી બેઠી હતી. ધીરેનદા એ બેઉના વસ્ત્રને ગાંઠ વાળતાં મંત્ર ભણતા હતા, એક ઉંચો પ્રસન્નમુખ આદમી દીદી પાસે બેઠો હતો, મને જોઇને એ કહે.

"મા, આ મંગલાવસરે ખિન્ન થયા સિવાય આ તારા અનુજને આશિર્વાદ આપ કે એને કદીએ સુખદુઃખ નસ્પર્શે" ને મને કહે "તારી બડદીદીને નમસ્કાર કર.

"તૂટી પડતા ઝાડની જેમ હું દીદીના પગમાં લાંબો થઇને પડયો. એમણે શુદ્ધ મીઠા સ્વરે મારે માથે શીતળ હાથ ફેરવતાં કહ્યું 'મનમોહન હું તારી મોટીબહેન તને આશિષ આપું છું કે તને કોઇ દિવસ પાપ પુણ્ય ન સ્પર્શે. મંગેશદાદાને પ્રણામ કર."

"મને પછી ખબર પડી કે એ અનંતદાના મોટાભાઇ મંગેશ ચિત્તપાવન હતા. એ એક જ સ્મરણ મને એવી કોઇક જગ્યાએ ખેંચી જાય છે કે જ્યાંથી મૃત્યુનો મહામાર્ગ મને હાકલ દઇ શકતો નથી. મારા પગ આ પૃથ્વી સાથે ચોંટી જાય છે."

એ બોલ્યે જતો હતો પણ એને ખબર નહિ હતી કે એના વિદ્યુતદાનું ચિત્ત પણ એવા કોઇ સુદૂરના પ્રદેશમાં દોડી ગયું હતું કે જ્યાં એની વાતો પહોંચતી નહિ હતી—

કોર્ટે અમારું બધા આરોપો માથે ઓઢી લેનારું નિવેદન ન સ્વીકાર્યું. જે ક્ષણે અમે એ નિવેદન કર્યું એ ક્ષણે જ પોલીસ અમલદાર હેલીએ સાક્ષીના પીંજરામાં સુખદેવને હાજર કર્યો ને કહ્યું "જો મરનાર તાજના સાક્ષી અનંત ચિત્તપાવનની કેફીયત કોર્ટ અવિશ્વસનીય ગણતી હોય તો હું મારા બીજા સાક્ષી સુખદેવ ભટ્ટાચાર્યને રજુ કરું છું. જે તમને આદિથી અંત લગી કોર્ટ પાસે નિવેદન કરવા તૈયાર છે. અહીં હું નામદાર કોર્ટને એ જણાવવાની રજા લઉં છું કે સુખદેવ એ બંગાળ છૂપી પોલીસખાતાનો એક નિષ્ણાત જુવાન અફસર છે. પૂર્વ બંગાળ અનુશીલન સમિતિની હીલચાલનો તાગ લઇ જડમૂળથી ઉખેડી નાખવા છેલ્લા આઠમાસથી એણે આ સ્વાંગ લીધો હતો ને હજુ ગઇ કાલે જ એ ઉતાર્યો છે; એ છેલ્લી ઘડી સુધીની વિગતો આપની પાસે રજુ કરશે."

સાક્ષીના પીંજરામાં પોલીસ અમલદારના પોષાકમાં દસ રક્ષકોથી વીંટાયલો સુખદેવ દાખલ થતાં જ અમે પોકારી ઉઠ્યા. Shame, Shame

એણે હસીને નમન કરી કહ્યું "આભાર સાથે હું સ્વીકારું છું." અમારે માટે હવે કોઇ આશા નહિ હતી. અમારા ૧૧૦ જણાના ગળામાં મોતનો વજનદાર પથરો લટકવાનો જ હતો. દસ

જણ ફાંસી, ૫૩ જણ કાળાપાણી ને બાકીનાને નાની મોટી સજા થઇ. હું અભાગી ૫૩માંનો હતો.

માતૃભૂમિના કાંઠાના પણ દર્શન ન થાય એટલે દૂર એક વેરાન ટાપુમાં અમને જીવનપર્યંત ધકેલી દેવાના હતા. અમારા શબને પણ અમારી ભૂમિની માટીનો સ્પર્શ મળે તેવો સંભવ નહોતો.

આજે પણ સ્ટીમર પર ચડતા એ ત્રેપન જીવતા મૃતદેહોનું દૃશ્ય યાદ કરું છું ત્યારે ધ્રૂજી ઉઠું છું. એમાં નિખિલ જેવા કેટલાક તો અઢાર વર્ષના જ હતા.

ડક્કા પર સ્ટીમર ફરતો લશ્કરી સિપાહીઓનો ગઢ છે. ગઢની બહાર કેટલાંય સ્ત્રી પુરુષો આંખ ખેંચીને સ્ટીમરને થંભાવી રાખવા મથી રહ્યાં છે. હજાર હજાર હાથ વતી એમના લાડકવાયાને સ્ટીમરના ભંડકમાંથી ખોળી કાઢી ખાંધે બેસાડી ઘેર લઇ જવા ઝંખી રહ્યા છે. પણ બેયોનેટોના ગઢને ભેદી અંદર જવાની હામ નથી; ને એમના લાડકવાયા—મોટાભાગના ગંભીર, ક્વચિત જ હસતા, થોડાક બેફીકર હસનારા ને બહુ થોડા આંખમાં આંસુ સાથે ઠોકરો ખાતા, પગની બેડીઓના ખનખનાટમાં એ ચિત્તભેદક રૂદન છૂપાવતા—એ વીર-પ્રસુતામાના જાયાઓ ! ને સહુને છેવાડે ચડનારો હું, દુખઃભારે સહેજ વળી ગયેલા ધોરી જેવો, જીભેથી અમલદાર જોડે વાતો કરતો પણ મનથી બ્રહ્માંડના કોઇક અગોચર ખોળે જવાની બારી શોધતો હું ! સ્ટીમરના ભૂંગળામાં ને દરિયાના લોઢમાં તે દહાડે તો એ સૌનો રૂદનસૂર ને આંસુ ભલે અલોપ થઇ ગયાં હોય પણ મારે માટે એ પ્રત્યક્ષ છે. બીજાને માટે અમારી આ બધી નાશકારી પ્રવૃત્તિઓનું શું પરિણામ આવ્યું તે તો હું નથી કહી શકતો, પણ મને પોતાને તો એક સત્યનું ભાન થઇ ગયું કે જીવનને દોરવાનો દાવો કરવો,

હોંશ રાખવી એના જેવી બીજી એકે અનર્થકારી પ્રવૃત્તિ નથી. ફૂલ જેમ સઘળાને સુવાસ આપે છે એમ તમારૂં શ્રેષ્ઠ ધન ખુશીથી સૌને આપો પણ શક્તિમૂર્તિ એન્જીનની પેઠે માલ ભરેલા ડબ્બા ખેંચવાનો પ્રયત્ન ન કરો. ચિત્તપાવન યથાર્થ જ કહેતા હતા કે "સત્યને એના માર્ગે જવા દો, સત્યના તમે સ્વામી નથી કે એને ખેંચી જઈ શકો. એ તો સાગરીત છે જે શેરી મોકળી થતાં દોડીને દ્વારમાં પેસી જશે"

મને થોડાંક વર્ષો પહેલાં જ આ સમજાયું હોત ! આ ઘોર અનર્થ, આ મહાન પરાજય, તો કપાળે નહિ લખાત પણ વળી મને ચિત્તપાવન યાદ આવે છે એ કહેતા હતા.

"કાંટા તો આજે વાવશો તો કાલે ઉગી જશે પણ આંબાના રોપને પામતાં તો જન્મારો જશે. હજારો સંધ્યાનો વિષાદ સહવો જોઈશે. કોઈ મૂલ્યવાન વસ્તુ એનું પુરૂં મૂલ્ય ચુકવ્યા સિવાય ઈશ્વરનાં ઘેર પણ સાંપડતી નથી"

અમે અધીરા થઈને કાંટા વાવ્યા હતા. ને હવે એ કાંટાની પથારી અમને ઊંઘવા દેતી ન હતી.

અમારી એ વતન પારની જેલ ! કેવી હતી એ જેલ ! જીવનનો અર્ધો દસકો ગાળી આવેલા મને એનો ખુણે ખૂણો યાદ છે. ટાપુના નાનકડા બંદરે પરસેવે રેબઝેબ થઈ ગયેલા, તાપમાં કામ કરીને અંગ જેના દાઝી ગયાં છે એવા કેદીઓ પગમાં પંદર શેરની બેડીનો બોજ ઉંચકી લાકડાં વેરી રહ્યા છે; કોઈક નવો કેદી વારંવાર દેશની દિશામાં નજર માંડી-કોઈ કિનારો નહિ ભાળતાં-આંખમાંથી આંસુ પાડી લે છે. આ આંસુ વચ્ચે થઈને જ એક રસ્તો ઉપર જાય છે. ને એને છેડે છે અમારી વિખ્યાત ત્રણ માળની જેલ. એ

બાજુએ પોલીસલાઇનો છે ત્રીજી બાજુએ અફસરોના બંગલા છે ને ચોથી ને પાછલી બાજુએ છે રોગોનું નિવાસસ્થાન, ઝેર જેવાં પાણી ને હિંસક પ્રાણીઓથી ભરપૂર જંગલ.

જેલથી અંદરનો એકએક ખૂણો હું બતાવી શકું છું. તેલનો ઘાણો એક ખૂણે–'ગરમ કરવાની' કોટડીઓ બીજે ખૂણે, નહાવાનો હોજ બરાબર વચમાં, ફટકાનું કમ્પાઉન્ડ એની પાછળ; ચારે બાજુએ તૈયાર કરી મૂકેલી સફેદ કબરો જેવી ચોરસ આકારની એકાંત કોટડીઓ.

દસ વર્ષમાં કેટકેટલી ઓરડીઓ બદલાવી છે મેં; એકમાં ગીતાપાઠ કર્યો છે, બીજીમાં છ મહિનાના ઉપવાસ કર્યા છે, તો ત્રીજીમાં એક રાત્રે આત્મહત્યાનો પ્રયત્ન કર્યો છે; ચોથીમાં છ મહિના ચિત્તભ્રમીત તરીકે જ પૂરાઇને ચીસો પાડ્યા કરી છે; હું એકએક ઓરડીને, અરે એના સળીઆને પણ ગણી શકું છું. એમને અગિઆર સળીઆ છે; એમાંના આઠ બરાબર દસ અરધી રાત ને ચાર આખી રાત જાગીને કાપી નાખ્યા છે, ને એ ગુના બદલ પંદરમે દિવસે મને અમારા જાડા જેલ અધિકારી પાસે ખડો કર્યો છે; સૌરીન્દ્રને પણ એ વખતે ધમધમાવવા લાવ્યા છે; એણે એકલી શણની લંગોટી જ પહેરી છે, એની આંખો રોશથી લાલ છે, એનું માથું બેપરવાઇથી ઉંચું રહી ગયું છે, એ પેલાની જોડે ઝગડે છે.

"તમે મને પરાણે ખવરાવનાર કોણ? હું તમારા ખાણાને ધિક્કારું છું."

"તારે ખાવું જ પડશે, નહિતર અમે નળી મૂકશું ને લંગોટી ઉતારીને...પર ફટકાં મારશું એ વધારામાં" પેલો કહે છે.

સૌરીન્દ્ર એના વોર્ડરને પાછળ ધકેલી જેલના વડાને અડબોથ ધરી દે છે, હું પણ શિકાર હાથમાં આવેલો જોઇ ઘુરકાટ કરતા વાઘની

જેમ એના પર તૂટી પડું છું. અમે બંને જણા જે હાથ આવ્યું તે લઇને એને કૂટીએ છીએ, સૌરીન્દ્ર એને પકડવા આવનાર સિપાહીને નાકે બચકું ભરે છે.

બે કલાક પછી એ જ ઓફિસના ઓરડામાં બારીની જાળી સાથે બાંધી, નગ્ન કરીને પેલો નાકકટ્ટો સિપાઇ અમને ત્રીશ ફટકા મારે છે. મને બીજું કાંઇ સ્મરણ નથી માત્ર ચારેબાજુ લોહીના ફૂવારા ઉડતા જોઉં છું.

ચાર કલાક પછી હું જોઉં છું તો લોહીથી તરબોળ થયેલી પથારીમાં હું પડયો છું; સૌરીન્દ્રને પંદર જ ફટકા માર્યા છે. પંદર હજુ સાજો થયા પછી મારવાના છે.

ચોથે દિવસે મને ખબર પડે છે કે સૌરીન્દ્રે ઇસ્પીતાલની બારીનો કાચ ખાઇને આ અસહ્ય જીવનભાર ફગાવી દીધો છે.

હું પણ આપઘાત કરવાના મનસુબા કરૂં છુ. પણ મને કાચના બારીવાળા ઓરડામાં નથી રાખ્યો.

થોડા દિવસ પછી મને ખબર પડે છે કે દિનકરરાવે પણ ગળામાં નાડી ભરાવીને પોતાની ઓરડીમાં જાતને ટાંગી દીધી છે.

પછી હું ગાંડો થઇ ગયો છું, કપડાં ફાડી નાખી છું, આપેલું ખાવાનું ધૂળમાં મેળવીને આખે શરીરે ચોપડું છું, પવાલું લઇને માથા સાથે અફાળી લોહી કાઢું છું.

અમલદારોને આ ઢોંગ લાગે છે, એ વીજળીની પેટી લાવ્યા છે, મને આંચકા ઉપર આંચકા દે છે. કતલ થતા ઘેટાની માફક ચીસો પાડીને મારો સાદ ફાટી જાય છે, મોંમાંથી ફીણ ચાલ્યાં જાય છે. આંખોનું તેજ ઓસરવા માંડે છે.

તે પછીનું મને કાંઇ યાદ નથી. એક સવારે ઉઠીને જોઉં છું તો હું એક સ્વચ્છ ઓરડામાં–દૂધ જેવી પથારીમાં સૂતો છું, સામેના અરીસામાં જોઉં તો એક માયા ને નમ્રતાની મૂર્તિ જેવો આધેડ પુરૂપ મારા ઓશીકે બેઠો છે.

સાચેસાચ મને ઘડીભર એમ જ થયેલું કે હું મરી ગયો છું ને લોકો જેને સ્વર્ગ કહે છે એમાં આવ્યો છું. કારણ કે આ કાંઇ જેલની ઓરડી કે ઇસ્પીતાલનો ઓરડો ન હતો, આ તો કોઇક બંગલાના ઓરડા જેવો જ સ્વચ્છ ને શણગારેલો ઓરડો હતો. છતાં જ્યારે મેં મારો કેદીનો પોપાક જોયો ત્યારે શંકા થયા વગર ન રહી. મેં ધીમેથી પૂછ્યું. "આ શું છે ?"

"તમને હવાફેર માટે સરકાર આસામ ને બંગાળાની સરહદ પરના સોનપુરમાં લાવેલ છે; આ સોનપુરનું સરકારી સેનેટોરીયમ છે."

"તમારૂં નામ."

"રામચંદ્ર."

સોનપુરના મારા દિવસો મારી જિંદગીના સહુથી સુખી દિવસો હતા. રામચંદ્રે મારી સુશ્રુપા કરી, મને જે આશ્વાસન આપ્યું ને છેવટે મને જે મુક્તિ આપી એ બધું યાદ કરતાં આંખ આંસુથી ભરાઇ જાય છે. ને થાય છે કે માણસે જિંદગીમાં જેટલો પ્રેમ પ્રાપ્ત કર્યો એટલું જ એ કમાયો છે. ધન, સત્તા, કીર્તિ, જ્ઞાન, ડહાપણ બધું તુચ્છ, અતિ તુચ્છ છે. પ્રેમની જોડે એક ક્ષણ પણ એની સરખામણી થઇ શકતી નથી.

એટલે સોનપુરથી મારી તબીયત સુધરી જાય ને ફરી જેલમાં લઇ જવાની વાત આવતાં જ મારી મગજની તુલા ખસી જતી. એનું

કારણ કેવળ આ ખુલ્લાં હવાપાણીવાળી જગ્યા છોડતાં મનને આંચકો લાગતો હતો એ જ ન હતું, તેમ ત્યાંના નિષ્ઠુરતાના સામ્રાજ્યમાં દાખલ થતાં ત્રાસ છૂટતો એ જ ન હતું, સૌથી મોટું કારણ તો રામચંદ્રના કેવળ ઇશ્વરી પ્રેમનું એક ટીપું પણ ત્યાં નહિ મળે એ ભય હતો.

હું ત્યાં આવ્યો ત્યાંથી તે વર્ષ પછી સોનપુર છોડયું ત્યાં સુધી એક દિવસ પણ એની સેવા વૃત્તિમાં કશો ફરક નથી પડયો. મગજ ફરી જાય ને એને ન કરવાના હુકમો કરૂં–"મફત કામ કરે છે, સરકારે મોકલ્યો છે ને કરે છે, કાલે ફરિયાદ કરીશ તો ફરી ઘાણામાં જવું પડશે." આવું આવું ઘણુંએ કહેતો ત્યારે એ માત્ર ધીરૂં હસીને કહેતો "તારે પણ મારી સાથે આવવું પડશે"

એકવાર તો મેં કહ્યું.

"તું નિમકહરામ છે. આજે ડૉકટરને આવવા દે, કહી દઉં કે રામ મારૂં દૂધ પી જાય છે."

એણે હસીને કહ્યું.

"એ કાંઇ આજે જ પીધું છે, ઘણીએ વાર તુ નહોતો ત્યારે પણ પીધું છે."

તે દિવસે મારૂં સાવ ખસી ગયું હતું. રાત ઠંડી હતી, મેં સગડી લઇ આવવાનું કહ્યું.

એ કહે "અત્યારે કયાંથી લાવું—રસોડે તો તાળું હશે."

"જા ગમે ત્યાંથી લઇ આવ, ડૉકટરને કહે કે રાજા નંદનાથ મલીકનો કુંવર બોલાવે છે."

એણે હસીને કહ્યું

"પણ આ કાંઇ નંદનાથ મલિકનો બંગલો નથી."

"ત્યારે શું આ તારા બાપનો છે."

"ત્યારે શું તમારા બાપનો છે?" એણે સામું પૂછ્યું મેં રાજકુંવરના ગુસ્સાથી પડખેની શીશી એના માથામાં મારી. દડ દડ વહેતા લોહીએ પણ એણે મને પકડીને ખાટલામાં સુવાડી દીધો ને તોફાન કરતો અટકાવવા એ રાત્રે સ્રોડું ઉધંડાવી શગડી લઇ આવેલો. મારા છેલ્લા ચાર મહિના ગાંડપણના એક પણ ઉથલા સિવાય ગયા. આખો દિવસ રામચંદ્ર મારી પાસે બેસી મારા ઘરની વાત સાંભળતો. તુળજાની વાત પર એણે કેટલીયે વાર આંસુ પાડયા છે."

"તમે ખૂરૂં કર્યું, મહા ખૂરૂં કર્યું."

"શા માટે? મારી બેનનો એ પ્રિયતમ હતો એટલે જ એને ક્ષમા કરૂં ખરૂં?"

"એ હું નથી કહી શકતો—પણ તમારા હાથે એ વખતે મહાપાપ થયું છે, એમ હું ખાત્રી પૂર્વક કહું છું."

પણ મને મૂર્ખાને કોઇ દિવસ એમ સૂઝ્યું નહિ કે લાવ આને તો પૂછું કે એ કયા ગામનો, કઇ દિશાનો છે? મારે મન તો એ કોઇક સામાન્ય કેદી હતો જેને લાંબી મુદત થતાં અહીં દરદી કેદીઓની સારવાર કરવા મોકલી આપ્યો હતો. ફરી મને ચિત્તપાવન યાદ આવે છે એ એક દહાડો કહેતા હતા "તમે નિષ્ફળ ગયા એનું કારણ તમારી હિંસાપ્રવૃત્તિ એ ન હતી. હિંસાથી તો આટલાં બધાં રાષ્ટ્રોએ એક પ્રકારની સ્વાધીનતા મેળવી છે પણ તમારી નિષ્ફળતાનું કારણ તો સાગર જેવો જે જનસમુદાય એની સાથે સંપર્કવિચ્છેદ

હતો. તમે કોઇ દહાડો તમારી યોજનાઓ સમુદાય પાસે મૂકી હતી? તમે તમારી બોમ્બ બનાવવાની પદ્ધતિ જનતાને શીખવી હતી? ભાગવાની, લડવાની, સંતાવાની તાલીમ તમે જનતાને આપી હતી? ક્યાંથી આપો? તમે તો તમારા નાનકડા મંડળમાંજ ચર્ચાઓ ને પ્રયોગો કર્યા હતા. તમે સાગરને કાંઠે નંખાઇ ગયેલા હોડકા જેવા હતા."

રામચંદ્રની જોડે પણ કોઇ દિવસ એની ખરખબર નહિ પૂછવા પાછળ મારું આ માનસ હતું એમ આજે સમજી શકું છું. ચાર-મહિના પછી એક સવારે ડાક્ટર મને તપાસીને કહે "તમારે બે દિવસ પછી જવાનું થશે, હુકમ આવી ગયો છે'

મારી પાસે ઉભેલ રામચંદ્ર ચમક્યો; મેં મોં પરનું હાસ્ય કાયમ રાખીને કહ્યું.

"હા એમાં કાંઇ ચાલશે? યમરાજનો હુકમ ન માનીએ તો હજુ ચાલે પણ સરકારના હુકમની અવગણના થોડી જ થવાની છે."

"કેમ તમે તો કરો. તમારે માટે ક્યાં એ નવાઇ છે?" ડૉક્ટરે હસીને કહ્યું.

આખો દિવસ હું સૂનમુન બેસી રહ્યો. રામચંદ્ર પણ એ વખતે ગયો તે ફરી ડોકાયો નહિ. સંધ્યાકાળે ઓરડામાં બત્તી મૂકવા આવતાં મેં એને કહ્યું.

"કેમ હવે એકદમ સંબંધ કાપી નાખવો છે કે શું? આખો દહાડો દેખાયો નહિ!"

"હા, એવું જ તો. તૂટવાનો જ હોય તો બે દિવસ વહેલો જ તોડવો જેથી અફસોસ તો ઓછો થાય"

"પણ રામ મને તો થાય છે કે હું અધવચ્ચે જ મરી જઇશ."

"કેમ ?"

"મારાથી ત્યાં નહિ જીવાય "

"એમ કાયર થયે કાંઇ ચાલે છે !"

"પણ રામ મને થાય છે કે એકવાર દાદા-તુળજા બધાના દર્શન કરીને મુઓ હોત તો બહુ સુખથી મરત."

"તે તમે તમારા દાદાને જેલમાં નથી જોયા ?"

"અહીં આવ્યા પછી બહુ તપાસ કરી પણ બધા કહે છે, મલીક અટકનો કોઇ આવેલ જ નથી."

એણે મારી તરફ ફરીને કહ્યું.

"જોવાની બહુ હોંશ છે ?"

"હોંશ છે એમ પૂછે છે ? પાંચ વર્ષનો બાળક હતો ત્યારથી ઝૂરું છું ?"

"શબરીની પણ પૂજા ફળી તો તમારી પણ ફળશે."

હું હસી પડયો.

"રામ ઉપમાથી જ તું તો ખુશ કરી દે છે."

"ના, ઉપમા નથી આપતો, સાચે જ આજ છેલ્લી રાત છે એટલે તમે જો ખરા મનથી તમારા દાદાને ઝંખતા હશો તો આવશે."

હું હસ્યો.

"ને તુળજા પણ આવશે એમ પણ કહેને !"

"ના એની પાસે તો તારે જવું પડશે કારણ કે એનો તો તું,-તમે ગુનેગાર છો ને ?"

હું એકીટસે એની સામે જોઇ રહ્યો. એણે મોઢું સંતાડી દીધું ને નાક છીંકતો બહાર ચાલ્યો ગયો.

માથું દુઃખતું હતું એટલે વહેલો નવ વાગ્યે સૂઇ ગયો હતો. સ્વપ્નમાં જાણે મારા કાનમાં કોઇક કહેતું હતું "વિદ્યુત, ઉઠ, હું આવ્યો. હું અચ્યુત-તારો અચ્યુત દાદા આવ્યો."

સફાળો ઉઠીને જોઉ તો રામ મારા ફિક્કા મોં સામું એકી-ટસે તાકી રહ્યો છે, એની આંખમાંથી ચોધાર આંસું વહે જાય છે. આંતરિક યાતનાને પરિણામે તપ્ત સુવર્ણ જેવું થઇ ગયેલું મોં આંસુથી ધોવાઇ રહ્યું છે.

"અચ્યુત દાદા" કહેતાં મેં એમના પગ પકડી લીધા. ક્યાંય સુધી એમને એમ રડ્યા કર્યું-મનમાંને મનમાં ગણગણ્યા કર્યું.

यच्चा वहा सार्थ मसत्कृतोसि
विहार शय्यासन भोजनेषु
एकोऽथवाप्यच्युत तत्समक्षं
तत्क्षामये त्वामहमप्रमेयम्

એમણે વાંસો થાબડતાં કેટલીયેવાર કહ્યા કર્યું " ઉઠ વિદ્યુત ઉઠ, જો મોડું થાય છે" કેટલાં વર્ષો પછી એ શીતળ સ્નેહ ભરપૂર સ્પર્ષ ને કંઠ મને પ્રાપ્ત થતો હતો-હું ત્રિલોકના રાજ્ય સાટે પણ એ છોડવા તૈયાર નહિ હતો-મેં મારા સઘળા જોરથી એમના પગ પકડી રાખ્યા.

"વિદ્યુત, વિલંબ ન કર, જો બહાર ઘોડો તૈયાર છે, તારે જવાનું છે"

"મારે? ક્યાં?" મેં ઉંચું જોઇને પૂછ્યું.

"તુળજા પાસે" એમણે મારા આંસુ લૂછતાં કહ્યું.

"હું?"

"હા, જો ડાકટર આજે બહાર ગયેલ છે, મારાં કપડાં પહેરીને સંત્રી આગળથી પસાર થઇજા. એ નહિ રોકે, કારણ કે મારી ઝૂંપડી બહાર છે.

"ઝૂંપડી પાસેજ મારે નથી જવું દાદા, મને મારી ન નાખો."

"નહિ જા તો કાલે ફરી આંદામાન જવું પડશે, એથી શું ફાયદો?"

"ભલે હું આંદામાન જઇશ, મારે નથી જવું."

"એ ન ચાલે વિદ્યુત–તારે જવાનું–હજુ આપણે ઘણું કરવાનુ બાકી છે;"

"દાદા, મને મારો નહિ, મારે નથી જવું."

એમણે હસીને કહ્યું "કેવો ગાંડીયો છે! હું તને મારીશ?"

"હા–તમે મને અહીંથી મોકલીને મારી નાખવા કરતાં પણ બુરું કરો છો. હું નથી જવાનો."

'વિદ્યુત, ભાઇ, જિંદગીમાં કોઇ દિવસ મેં તને આજ્ઞા નથી કરી. આજ આજ્ઞા કરું છું જા, પગ છોડી દે" એમના આંસુ મારા માંથા પર પડતાં હતાં. મેં પગ છોડી દીધા. એક બાજુએ ઉભો.

"આ એકજ આજ્ઞા પહેલી ને છેલ્લી માનીશને ?"

મેં મૂંગામૂંગા હા ભણી.

'કેવો ડાહ્યો છે ! એ લોકોએજ ગાંડો કરી મૂકયો. અમસ્તું અમસ્તું રીબાવું ?" એમણે કપડાં ઉતારતાં કહ્યું;

હું ડુસકાં ભરતાં કપડાં બદલતો હતો-એમણે કહ્યું: "ઘોડા પર સીધો ઉત્તર તરફ ચાલ્યો જજે, જંગલમાં ઘોડાને છોડી મૂકજે ને સીધો ઉત્તર તરફ ચાલ્યા કરજે. વસ્તીથી દૂર રહેજે. દિવસે સૂજે, રાત્રે ચાલજે. વખતે કંઇક કરડે એમ ધારીને ખિસ્સામાં દવા, નાનકડી છરી રાખી મૂકી છે-ચોથે દિવસે તું-ભૂતાનમાં પહોંચી જઇશ; સીધો કાશી લામા તરીકે યાત્રાએ ચાલ્યો જજે, દેશમાં જવાની ઉતાવળ નહિ કરતો, ત્યાં જ ફર્યા કરજે-ને દેશમાં જા તો એકવાર ગમે તેમ કરી તુળજાને પગે લાગી આવજે. જ્યાં હોય ત્યાં જજે ને કહેજે દાદાએ આશિર્વાદ કહ્યા છે. તું ગમે તે કહે હું અનંતને ઓળખું છું, એણે ગમે તેવો દ્રોહ કર્યો હોય તો પણ ન માફ થઇ શકે એવો એ નહિ હોય-" મારા માથે હાથ મૂકીને કહ્યું "ઇશ્વર તારૂં રક્ષણ કરો."

મેં રડતાં રડતાં કહ્યું.

"ને દાદા, તમારૂં શું ?"

એમણે ખોંખારો ખાઇ હસીને કહ્યું.

"મારૂં ? આપણે તો વૈષ્ણવ છીએ ને यो सौ विश्वंभरो देव स भक्तान् कि मुपक्षते.

મેં જળોની જેમ પગે ચોંટીને કહ્યું.

"ના દાદા, હું નહિ જાઉં, મારા માટે તમને આમાં ડુબાવી ને નહિ જાઉં"

"ગાંડા, હું ડૂબતો નથી હું તો તરી જાઉં છું, પિતા જેમ મારે માટે સર્વત્યાગી બનીને તરી ગયા તેમ હું અગ્રજ થઈને તું અનુજ માટે ન કરું તો એમનો પુત્ર શું કામનો? માટે જા–વિલંબ ન કર. તારા દાદાની આ એકજ આજ્ઞા છે. એને ત્યાગીને એને તારી જા."

મેં ચુપચાપ આરોગ્ય ભવનની વંડી વટાવી. બારીના કાચ સોંસરવાં સ્નેહભારે લચી પડતા લાલકમળ જેવાં બે લોચન મને ક્ષેમકુશળ જતો જોઈ રહ્યાં હતાં.

## ૧૧

હું જેમ જેમ મારા આ નિરર્થક જીવનના સંધ્યાકાળ તરફ આવતો જાઉં છું તેમ તેમ મનમાં મુંઝાયા કરું છું. થાય છે કે જે મહાન આત્માઓની સોપાનપરંપરા ચડીને હું અહીં સૂધી પહોંચ્યો એનું સાર્થક શું થયું? આટલા બધાને ભોગે મને બચાવવાની ઇશ્વરને શું જરૂર હતી? હું કોઇ કારણ જોતો નથી. બીજું થાય છે કે હું આ ભાંગીતૂટી શબ્દરચનામાં જેમને તર્પણ કરવા બેઠો છું એ માતા-પિતા દાદા, તુલજાદીદી, ધીરેનદા, અનંત ને ચિત્તપાવન એ સહુને હું શું એમને મેં અનુભવ્યા છે એવા રજુ કરી શકુ છું? મન ચટ દઇને ના પાડે છે. જે શબ્દાતીત છે એને હું શબ્દમાં મૂકવાનો પ્રયત્ન શા માટે કરું છું? મનના મંદિરમાં જ એ તેજોમયી મૂર્તિઓની આરાધના કર્યા કરી હોત શું ખોટું હતું? પણ વળી થાય છે બરાબર મારી જ એ કિશોરવયના પ્રતિબિંબ જેવા આ કુમારો ભલે આ બધું સાંભળે;

ભૂતાન, નેપાળ, તિબેટ વિગેરે સ્થળે હું કેમ પહોંચ્યો ને કેટલું રહ્યો એ બધી કથામાં હું પડવા નથી માગતો; માત્ર એટલું જ કહું છું કંઠે પ્રાણ આવ્યા પણ નીકળી નહિ ગયા. ને મારી નાસભાગના પાંચમે વર્ષે હું વિંધ્ય સાતપુડાની પર્વતમાળા વચ્ચે રૂપાના કંદોરાની જેમ વહેતી રેવાના કાંઠે એક નાનકડી ઝુંપડી બાંધીને રહ્યો હતો.

દાદાથી વિખૂટા પડયા પછી એક મહાન ફેરફાર મારામાં થયો હતો. તે એ કે કોઇને સામાન્ય દુઃખ દેતાં પણ મારો હાથ ધ્રૂજતો હતો. ઝુંપડીમાં પેસી ગયેલ કુતરાને કાઢવું હોય તોપણ હું લાકડી ઉગામી શકતો નહિ; મારી હાકમાં ગુસ્સો કરું તો પણ ગુસ્સો ઉતરતો જ નહિ; મારો આત્મા દાદાના પ્રેમનો જે બદલો વાળવા માગતો હતો એ નહિ વળાતાં એ આમ વળી ગયો હોય તો કશીએ નવાઇ નહિ. ચિત્તપાવન કહેતા હતા કે "વધૂ વેણીમાં ફૂલ નથી ગુંથી શકતી ત્યારે દેવમંદિરની પગથારે મૂકે છે."

ચિત્તપાવનને આટલી બધી વાર વચમાં લાવ્યા છતાં હું એમને વાંચનાર ધારતા હશે તેમ ચીતરવા ધારતો નથી. એમની વાતોને હું મૂકીશ પણ એમને મૂકવાની ધૃષ્ટતા કરવાની મારી હિંમત નથી. જેણે મારા સમગ્રને એક ક્ષણ માત્રમાં પલટી નાખ્યું છે એના સમસ્ત સ્વરૂપની ઝાંખી હું કેમ કરાવી શકીશ ?

એક દિવસે પ્રાતઃકાળે હું સ્નાન કરી, ખભે ઘડો મૂકીને આવું તો કુટીરનો ઝાંપો ઉઘાડો હતો. ને નાનકડી બળદગાડી ઉભી હતી. મારા નાનકડા બાગ વચ્ચે પહેલ પાટ પર એક વૃદ્ધ પુરૂષ એક જંગલવાસી જુવાન જોડે બેઠો હતો; એનું નાક લાંબુ ને પોપટની જેમ વળેલું હતું, શ્વેત વસ્ત્રોમાં એ વૃદ્ધ ગરૂડ જેવા લાગતા હતા. એમના મોં પર એક એવી ઝલક હતી જે આ ઉદરપરાયણ ને વિલાસી સમાજમાં આજકાલ કોઇના ચહેરા પર જોવામાં આવતી નથી; મને મારા બહોળા પરિભ્રમણમાં બહુ ઓછા સ્થળે નકાર મળ્યો છે. લગભગ સર્વ સ્થળે મને પ્રેમ જ પ્રાપ્ત થયો છે. તોપણ જે નિર્વ્યાજ પ્રેમનું દાન મેં એમની પાસેથી મેળવ્યું તેવું તો મેં કોઇની પાસેથી નથી મેળવ્યું.

મેં ઘડો એમના પગ પાસે મૂકતાં કહ્યું.

"આપ મુખમાર્જનાદિ કરશો ?"

"રહેવા દો, અમે સ્નાન કરીનેજ નીકળ્યા છીએ"

ઓરડીમાંથી દૂધના બે કટોરા લાવી એમની સામે ધર્યાં. એ પીતાં પીતાં કહે.

"આપની વાતો બહુ વખતથી સાંભળી હતી; સત્સંગ કરવાની ઇચ્છા મનમાં રહ્યા કરતી હતી. ઓચિંતાનું આજ આ બાજુ નીકળવાનું થયું એટલે બેઘડી અહીં થોભી ગયો.

મેં સાધુઓની ભાષામાં કહ્યું.

"પાવન થયો"

"મારૂં નામ મંગેશ ચિત્તપાવન" હું ચમક્યો. મને મનમોહન યાદ આવ્યો ! "અહિંથી દસેક કોસ દૂર જંગલમાં હું રહું છું; વચમાં બહુ ઉંચો પહાડ છે એટલે આ તરફ આવવા જવાનું ઓછું બને છે. અમારા લોકોનો વ્યવહાર પેલી બાજુ વધારે છે; પણ આપ કોઇકવાર પધારશો તો સાને બહુ આનંદ થશે"

"આપ ત્યાં શું કરો છો ?"

"હું ત્યાં એક પાઠશાળા ચલાવું છું; આપ તો અહીં સુખરૂપ છો ને ?" ઉઠતાં ઉઠતાં એમણે કહ્યું.

"આપ ધર્મશાળાઓ, ગોશાળા વિગેરે બંધાવરાવો છો એ ઉપરથી હું જોઇ તો શકું છું કે આપ નિવૃત્તિમાર્ગી નથી પણ છતાંએ આપને પૂછવાનું મન થાય છે કે સાધુઓની પ્રવૃત્તિમાં રાજકારણનો પ્રવેશ ક્યાં સુધી થઇ શકે ?"

મેં કહ્યું "હું તો એક માર્ગી નથી. આપના જેવા થોડાક સાધુચરિત પુરુષોના સંસર્ગે આ થોડુંઘણું કરવાની સમજણ આવી છે. પણ મારી નમ્ર સમજ પ્રમાણે તો સાધુએ રાજકીય કે ધાર્મિક જેવા વાડાઓ પાડવા ન જોઇએ. જ્યાં જ્યાં આવશ્યકતા હોય ત્યાં ત્યાં સાધુત્વના સર્જન ને સંવર્ધન માટે પ્રવેશ કરવો જોઇએ, આત્માનો પ્રકાશ સર્વવ્યાપી છે. એ રાજકારણથી અભડાઇ જાય છે તેમ નથી."

ગાડીપર ચડતાં પહેલાં મને પ્રણામ કરવા જતા હતા. હું ખસી ગયો ને કહ્યું.

"સાધુ તો બંધુભાવમાં માને છે. ને આપ તો મારા વડીલ ને પુજાર્હ છો" મેં એ બેસી ગયા પછી નમસ્કાર કર્યા.

"હાં હાં મને પાપમાં ન નાખો" એમણે કહ્યું "એકવાર ફરી આપને ત્યાં આવી ચડીશ" કહી એ ચાલ્યા ગયા.

* * *

વળી ઘણા દિવસો વીતી ગયા છે. પણ સારૂં મન જે પહેલાં શાંત–પ્રસન્ન રહેતું તે આજે નથી. મનમાં ઝંખનાનો કીડો પેઠો છે. મારી દીદીના સમાચાર મેળવવા હું આતુર થઇ રહ્યો છું. એક વાર મંગેશ ચિત્તપાવન પાસે જઇને પૂછી લેવાનું મન થાયછે. પણ અપરાધી મન એ હામ કરતું નથી ને મારી સાયંપ્રાતર્ ઉપાસનામાં મારી એ દીદીનું વાત્સલ્યપૂર્ણ મુખ મને ઠપકો આપ્યા કરે છે. "ખોળામાં બેસીને ખવરાવ્યું તોયે આજ રીસાયો છે ને?" તમે માનો કે ન માનો પણ અનંતની હત્યાના આવડા મોટા અપરાધ પછી પણ દીદી મારા પર રોષે ભરાઇ હોય એવો ખ્યાલ મને આવ્યોજ નથી. ઉલટું જાણે મને મનાવવા મથતી હોય એમજ લાગ્યા કર્યું છે.

મારી શાંત નિદ્રાની રાત્રિઓ ચાલી ગઈ છે, ને હું અર્ધ જાગ્રત અવસ્થામાં ભર્યા જગતમાં મારી બાકી રહેલી એકજ સ્વજન મારી ભગિનીને આમ્રતરૂકુંજમાં મારી જોડે રમતી, ઝગડતી, રીસાતી, મનાવતી જોયા કરૂં છું. મને ખબર છે કે આ તો મારા સમસ્તની હાક છે. એને કોઈ ચિત્તવૃત્તિનિરોધ ખાળી શકે તેમ નથી. હું જે સાચેસાચ જન્મ્યો ત્યારથી છું એ આજ ફરી મારાં સર્વ પડો ચીરીને મારો કબજો લેવા આવેલ છે; ને એકેએક એ યોગ, એ સમતા, એ અસંગ, એ એકોપાસના બધાં મને પ્રણામ કરીને ચાલ્યાં જાય છે ને કહેતાં જાય છે કે સાચો હકદાર આવી પહોંચ્યો છે.

એ અતૃપ્ત ઝંખનાએ જીર્ણજ્વરનું રૂપ લીધું છે. હું સ્નાન કરવા જઈ શકતો નથી; સત્સંગીઓની જોડે એક ચિત્તે વાર્તાલાપ કરવાની પણ માનસિક શક્તિ રહી નથી. મારી કુટીરનો ઝાંપો બંધ કરીને હું ચૂપચાપ સાદડી પર એક કામળીનું ઓશિકું કરી જ્વરને વશ થઈને સૂતો છું.

ઓચિંતાની બગદના ડોકની ઘંટડી વાગે છે. મારી કુટીરનો ઝાંપો ઉઘડે છે પણ મને બેઠો થઈને જોવાના હોશ નથી. જાણે ચિત્તપાવનનો કંઠ સાંભળું છું.

"તુળજા અંદર આવતો, એતો માંદા થઇ ગયા લાગે છે;" સર્વ અશક્તિને પાછળ નાખી દઇ, નાનપણમાં જેમ આંખ ચોળીને બેઠો થઇ જતો તેમ કૂદકો મારીને બેઠો થઇ જાઉં છું ને પોકારૂં છું

"દીદી"

"કોણ–વિદ્યુત?" એ સ્થંભિત થઇને ઉભી છે; પણ હું તૂટી પડયો છું;

જાગું છું ત્યારે નાનકડા જુઇના મંડપમાં પલંગમાં સૂતો છું. એક બે જંગલીઓ ઉભા છે. ઓશીકા પાસે જમણી બાજુએ દીદી કપાળે હાથ મૂકીને બેઠી છે; હું પહેલી જ વાર એને ધારીને જોઉં છું; એના હાથમાં કંકણ નથી, કપાળમાં બિંદી ને સેંથે સિંદૂર નથી; વર્ષોની એના શરીરપર મારી જેમ અસર નથી થઇ પણ મોંપર એકવાર સહેલા અસહ્ય દુઃખની સ્પષ્ટ છાપ દીધેલા ડામ જેમ રહી ગઇ છે. આંખમાં પહેલાં કરતાં આજે વધુ શાંતિ ને અચંચલતા છે. ઉંડા પડોમાં તો એ સ્નેહનો અંતસ્ત્રોત એવોને એવો છે.

હું આંખ મીંચી જાઉં છું. એ મારા હાથમાં એક કાગળ મૂકી કહે છે "વાંચી જજે.

પીળા ડાઘા પડી ગયેલા કવરને ખોલીને જોઉં તો અનંતનો કાગળ છે; એવડમાં ગુલાબની બે ચાર સુકી પાંદડીઓ છે. કાગળમાંથી થોડું યાદ છે.

"મારૂં સુખસ્વપ્ન આજે ભાંગી ગયું. ભારે ભયંકર! ઘણા દિવસથી મારા મન સાથે, એ સ્વપ્ન હતું કે સત્ય એ નક્કી કરવા હું મથી રહ્યો હતો, પણ નક્કી નહોતું થતું આજે એ ખાત્રી થઇ ગઇ કે એ સ્વપ્ન નહોતું પણ સાચેસાચ હતું. મારૂં માથું કાયમ શા માટે દુઃખે છે, મારામાં આ દુર્બલતા કેમ આવી છે, મારી સ્મૃતિ મને છેહ દેતી હોય તેમ મને કેમ લાગ્યા કરે છે એ બધાનો ખુલાસો મને આજે મળી ગયો.

મેં તને કહ્યું હતું ને કે શરૂઆતમાં રોજ રાત્રે મને બહુ બૂરાં–ને ભયાનક સ્વપ્નો આવતાં–જાણે કોઇક ઉંચો–કાળો–નિષ્ઠુર માણસ એની ભાલાની અણી જેવી આંખો મારા પર નોંધી મારૂં લોહી શોષી લેતો હોય, મારી શક્તિ હરી લેતો હોય, ધીરે ધીરે મને નિશ્ચેષ્ઠ કરતો હોય તેમ લાગતું–રોજ રાત્રે આ દુઃસ્વપ્ન

મહાપાપના ભાર નીચે એ કચડાઇ મરશે. મૃત્યુકાળે કોઇ નારી એની સંભાળ નહિ લે; એ નારીને ઝંખતો જ મરશે"

હું કેટલા હર્ષથી એ સાંભળતો હતો ? એક મારો અંતર્યામી જ એ જાણે છે ! જો મૃત્યુ પછી પણ મને આ પાપમાંથી મુક્તિ મળતી હોય તો આવા સેંકડો શાપની વેદના હું હર્ષથી માથે ચડાવું છું; પણ મને ખાત્રી છે કે આવા પાપનો નાશ મૃત્યુ સાથે જ નથી. એ તો આ ભવ, પરભવ છેક મુક્તિના દ્વાર સુધી સાથે આવે છે, ને ત્યાં પણ એની છાપ મારે છે. પણ એ તો એની તંદ્રામાં બોલ્યા કરતી હતી.

"પિતાજી કહે. હાં ! હાં ! એ શું બોલે છે? મા, શાપ તારા મોમાં ? તો તો હું તને મા શા માટે કહું છું ? કદાચ એ બિચારાને તમારી વચ્ચેના સૂક્ષ્મતંતુની જાણ પણ ન હોય !' તે આખી રાત બેસીને એમણે જે દુઃખનો મહિમા સમજાવ્યો એણે મારી બધી આંતરિક મહત્તાને બહાર ખેંચી આણી. નિરવ રાત્રિએ સાંભળેલું એ બધું આજે પણ મને યાદ છે.

એ કહે "મા શું તું એમ માને છે કે ઇશ્વર દુનિયામાં દુઃખ નાખે છે એ અન્યાયકારી અથવા તો અર્થહીન હોય છે? આ તારા અપંડિત દાદાની બીજી કોઇ વાત માન કે ન માન પણ આ વાત તો માનજે જ કે આ સચરાચર વિશ્વમાં જે કાંઇ શુભ દેખે, જે કાંઇ સુંદર દેખે, જે કાંઇ બૃહત્ કે મહત્ દેખે તેની જનેતા દુઃખજ હોય છે. ઇશ્વરે જો તાપ ને ટાઢ રૂપી દુઃખ નહિ નાખ્યું હોત અથવા તો પાણા જેવા જ આપણને સર્જ્યા હોત તો આપણા ને પાષાણ વચ્ચે જે તફાવત તું ભાળે છે તે નહોત; અનેક સ્ત્રી પુરૂષોએ ચિરકાળ સુધી વિયોગની વેદના વેઠી છે એટલે જ પ્રેમની આટલી પ્રતિષ્ઠા થઇ છે; દુઃખે જે માનવીને શીખવ્યું છે

એજ એની મુડી રહી છે; તને ખબર છે ? એક અલ્લડ કન્યા એક અરધા કલાકની ને કેટલીક વાર તો પાંચ દસ ક્ષણુની અપાર વેદના વેઠીનેજ માતામાં પલટાઇ જાય છે. એ કન્યાનું રોમેરોમ જે આંતરિક શિક્ષા પામી ગયું એ શું જીવનભર પતિ સાથે રહેનારી વંધ્યા પામી શકવાની હતી ? માણસ જે મૃત્યુ સાથે બાખડીને લઇ આવે છે એ જ એની યથાર્થ માયા મૂડી રહે છે. દુ:ખ એ દુ:ખ છે જ નહિ, જગન્નાથ આપણુને એક નવીન માર્ગે કદાચ ત્વરીત ને અચૂકગતિએ આપણુને સત્ય શિવ ને સુંદરતા આધારસ્થાને દોરી રહ્યો છે.” વળી કહે “દુ:ખ કાંટાવાળું ફળ છે. વિહ્વળ થયેલા એના કાંટા વાગતાં જ રડી ઉઠે છે–પણુ અંદરના ગરની જેને ખબર છે એ તો વિહ્વળ થતા નથી. કાંટા ઉખાડીને ગરનો સ્વાદ પામે છે; સુખના ફૂલમાં જ રમેલાને એમાંથી જ જન્મેલા આ ફળના અમૃતની ખબર ન હોવાથી તેની નિંદા કરે છે. પણુ કાંટાળા દેખાતાં ફળને ઉડાડી દો તો સુખનાં આ ફૂલો તમારી નજરે જ નહિ પડે; તાજમહેલ પાછળ જ શાહજહાંના આંસુ છે. બુદ્ધની પાછળજ ગોપા–રાહુલા ને સિદ્ધાર્થની જડ ચેતનને રડાવે એવી વ્યથા છે. રામાવતારની પાછળજ દશરથ વિયોગ, ભરત વ્યથા, રાઘવ–સીતા વિરહ છે; એ વિના રામાયણુ રચાયજ નહિ; ચામાચીડીયાં જેવી નજરવાળા ભલે દુ:ખથી ગભરાઇ ફફડી ઉઠે પણુ જેની નજર આડેથી પડદો ખસી ગયો છે એતો દુ:ખને સ્નેહભાવે વિષ્ણુના પદલાંછનની જેમ છાતીમાં સંઘરશે ને કહેશે કે ‘તારા પ્રતાપે આજે હું ને સઘળું જગત શ્રેષ્ઠગતિને પામ્યા.

ને બીજે દિવસે લગ્ન પ્રસંગે મને ખ્યાલ પણુ નહિ હતો કે મૃતદેહની સાથે મારો હસ્તમિલાપ થાય છે. રાત્રે પિતાજીએ

કહ્યા મુજબ એ તો મારા હૈયામાં બેઠા હતા. હું સમજું છું કે દેહની આરપાર નહિ જોઇ શકનારા સ્ત્રી–પુરૂષો આને થોડીક ઘેલછા કહેશે. પણ જેમણે દેહની અંદર વિરાજતી મૂર્તિને જોઇ છે એ તો દેહ જતાં પણ કહેશે કે સુવાસિકની શીશી ફૂટી ગઇ પણ સુવાસિક રેડાયું છે તો મારા હૈયામાં જ. મારૂં હૈયું જ એની કુંપી થશે.' મને રડતો જોઇ કહે.

"તું મારો આ વેષ જોઇને રડે છે, પણ એ વેષે જ મને સતત એની સાન્નિધ્યમાં રાખી છે; આજે એ ગયા એનો મને બહુ શોક નથી, એમની સેવા થઇ શકી હોત તો મને સુભાગી ગણત. પણ સ્ત્રીઓ જે જિંદગી આખી પતિ સાથે ગાળીને નથી નથી પામતી તે હું પામી છું; અચ્યુતદા એક વખત લખતા હતા ને કે મોત આપણને ડરાવી નહિ શકે. આપણા યાત્રારથનું પૈડું થઇ જશે, એ મારે માટે તો પ્રત્યક્ષ જોઉં છું. એમના મૃત્યુએ મને ઘણું આપ્યું છે; એટલે એના મારનારને આજે મેં દોષ દેવાનો મનથી પણ છોડી દીધો છે."

એનું મોં આંસુથી ધોવાઇને નિર્મલ થઇ ગયું હતું. હસીને એણે કહ્યું.

"તને તો સ્ત્રીની આ વ્યથાની કયાંથી ખબર હોય ખરૂં ? કોઇકની જોડે પ્યાર થયો હોત તો ખબર પડત."

મને એ હમણાં જ બોલેલી એ યાદ આવ્યું.

"એને કોઇ નારી નહિ મળે. એ ઝંખતો ઝંખતો જ મરશે."

મેં ઉદાસીનતાથી કહ્યું.

"આટલી ભારે વ્યથા નજરે જોયા પછી મને એ પ્રેમની હોંશ પણ નથી."

"બીકણ છે; પ્રેમ નહિ થાય એથી શું વ્યથામાંથી છટકી શકવાના હતા ? વ્યથા તો રાગ સાથે સંકળાયેલી જ છે. પ્રેમ સિવાય બીજા તો અનેક રાગ છે."

"તો રાગ ને પ્રેમમાં શું ફેર ?"

"કોઇકને બધું આપીને પોતામાં સમાવી દેવાનો રાગ તે પ્રેમ. સામાન્ય રાગ લેવામાં માને છે; પ્રેમ પહેલાં અર્પણ થાયછે; ને પછી મળે તો સુભાગી માનશે પણ નહિ મળે તો કમભાગી કહીને કપાળ નહિ કૂટે. તારે કપાળ જ કૂટવાનું છે." એણે હસીને કહ્યું. મેં નિસાસો મૂક્યો "હા, હું એને જ લાયક છું."

"મને થાય છે કે તને પરણાવું."

મેં કહ્યું "કોઇ ગોતી રાખી છે ?"

એણે હસીને કહ્યું.

"હા, હમણાંજ, અહીં પડોશમાં એક ચોધરણ દુખાણી"

"તું ત્યારે એમ માનતી લાગે છે કે એને એના પતિ પ્રત્યે પ્રેમ હશે જ નાહ ખરું ? તમે કુલ કન્યાઓ જ પ્રેમ કરી જાણો છો"

તુળજા સ્હેજ ઝંખવાઇ ગઇ.

"હું અમસ્તી કહેતી હતી. મારા મગજમાં તારી મજાકજ હતી. એવું દુઃખ નહિ હતું."

એને બોલી ગઇ માટે ખરેખર દુઃખ થતું હોય એમ લાગ્યું. મેં વાત બદલવા કહ્યું "પણ દીદી તુ કદી પરણે કે પ્રેમમાં પડે એમ મેં માન્યું જ નહિ હતું."

"એટલે જ તે દિવસે નારાજ થયેલોને–પણ તારી કલ્પનામાં તો તારી દીદી માત્ર બ્હેન જ હતી. એનામાં એક બીજું કોઇક પણ વસે છે એ તારી ઘેલુડા ભાઇની આંખે જોયું જ નહિ હતું; વસ્તુતઃ જેટલી બહેન સત્ય છે એટલી જ નારી ને માતા પણ સત્ય છે. પણ એતો પેલા ગીતના જેવું થાય છે–'

"મનમોહન મન રૂકત ન રોકયો'

એતો ફૂલમાંથી ફળની જેમ બહેન–કે પુત્રીમાંથીએ પ્રગટી નીકળે છે."

મને એ ચર્ચા કાંઇ રસભરી નહિ લાગી એટલે કહ્યું;

"દીદી મને થાક લાગ્યો છે, ચાલ જઇએ"

"લે, આંબા તો ખાધાજ નહિ"

"પણ હું કયાં ચડી શકું તેમ હતો?"

"આજે હું ચઢીશ, પછી કાલ તારો વારો"

કહીને બાળપણમાં કછોટો ભીડતી તેમ કછોટો ભીડયો.

* * *

તુળજાએ ચિત્તપાવન સંબંધમાં એક ભારોભાર સત્ય કહ્યું હતું. એમનામાં માણસમાં પડેલી આંતરિક મહત્તાને બહાર ખેંચી લાવી, સર્વ ક્ષુદ્ર વસ્તુઓને પ્રશ્ચાદ્‌ભૂમિકામાં નાખી દેવાનું અસામાન્ય સામર્થ્ય હતું. એ કહેતાઃ "બીજાની જેમજ અમે પણ માનીએ છીએ કે માણસમાં હિંસા પડી છે; પણ અમે એને મહત્વની વસ્તુ નથી ગણતા, એ શક્તિ છેજ નહિ એ તો અજ્ઞાન છે. શક્તિ ને જ્ઞાન તો માનવમાં પડેલો આત્મા છે,

અમે એનું ધ્યાન ધરીએ છીએ. એક તરફ જુએ એને એકનાં સ્વપ્નાં આવે છે. અમે એ જોવા માગતા નથી ”

એક દહાડો મને કહે ‘જે માણસ માતાને પેટે જન્મ્યો છે, માતાના ખોળે ઉછર્યો છે, એ પ્રેમનો મહિમા સમજી ન શકે એ હું માનતો જ નથી ”

ને આ કાંઇ એમની બાહ્યિક વિચારણા જ નહિ હતી. એ તો નહિ ઇન્કાર થઇ શકે એવો અનુભવ હતો. એમને વિવિધ પ્રકારના લોકો નમસ્કાર કરવા આવતા. એમાં એક એ પ્રાંતની જેલનો વડો પણ હતો; એ આવતો ત્યારે હેટ પેન્ટ સાથે જ દંડવત પ્રણામ કરતો. તુળજા મને એક દિવસ કહે “આણે એક દિવસે પિતાજીને માર મારેલો.”

મેં પૂછ્યું “તો આજે ?”

“પિતાજીને પૂછજે.”

સાયંકાળે આકાશના છત્ર નીચે બેઠા હતા ત્યાં એમણે વાત માંડી. “હું અહીં આવ્યો એ અરસામાં તો આ બધો ભાગ કેવળ જંગલ હતો. આજે જે પાઠશાળા—ને નાની મોટી દસ શાળાઓ, આશ્રમો, જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં માત્ર નાના વેપારીઓની દુકાનો હતી. જે વેપારીઓ આમના માલિક હતા. જમીન એમની, જંગલ એમના, ઝરા એમના, કાયદા એમના, પરિણામે આ બધા લોકો પણ એમના. ૧૮૬૧ સુધી રશિયામાં જે સર્ફડમ હતું તેવું જ આ; આ વેપારીઓ એમના ધણિઆમા કહેવાય, એ એને ખાવકી તરીકે રોજ એક સવા રતલ જાડા ચોખા આપે, કોઇવાર કણકી કે ભૂસું આપે, ને બદલામાં એમનું બધું કામ આ લોકો કરે. લાકડાં કાપી આપે, જમીન ખેડી આપે, બધું જ. ઉત્તર તરફના

ભાગમાં વેપારીઓ નહિ ગયેલા, ત્યાંના લોકો સ્વતંત્રપણે જે થતું તે કરી લેતા; સંસ્કારિતાનાં સુખો એમને નહિ હતા પણ સ્વતંત્રતાને પરિણામે મળતાં સુખો તો હતાંજ. એ અરસામાં અહીં કેટલાક બ્હારવટીઆ થયા, એમણે જંગલો બાળ્યા, વેપારીઓને લૂંટયા, એવું બધું કરેલું. સરકારે એને પકડવા માટે ખાસ પોલીસ મોકલી, એ અરસામાં હું અહીં આવી ગયેલો. ને લોકોને ભણાવું, બેકાર પડે ને મારી પાસે આવે તો થોડુંઘણું કામ આપું; એટલે મારી આજુબાજુ પચીસ પચાસનું આ લોકોનું જ ટોળું થઇ ગયેલું-જે બધાને મેં વાણીઆના દેણામાંથી છોડાવી સ્વતંત્ર ધંધે ચડાવેલા. લખતાં-વાંચતા હિસાબ ગણતાં તોલાં ઓળખતાં આવું બધું શીખી ગયેલા. એ લોકોએ જ્યારે મારી પાસે આવીને વધારાની પોલીસને અંગે જણદીઠ ૨।। રૂપિયાનો વેરો નાખ્યાની વાત કરી ત્યારે મેં એમને સત્યાગ્રહની વાત કરી. એ વખતે આ મેકફરસન અહીંનો ડી. પો. સુપ્રી. હતો-એ સત્યાગ્રહની શરૂઆતમાં હું આ જંગલના ગામડાઓમાં ફરતો, રોજના વીસ ગામડાં-સરાસરી ચાલીશ માઇલ થાય; ત્યારે એકવાર જંગલમાં ભેગો થઇ ગયેલો. મને જોઇ કહેઃ

"એ પંડિત ઉભો રહે."

હું ઉભો રહ્યો એટલે કહે.

"આ બધા ઢોરને દોરવા નીકળ્યા છો પણ એક હાડકુંય સાજું નહિ જાય હો."

એક સિપાહી કહે "પીંછડાય વેરાઇ જાશે હો"

બીજો વળી કહે "મીટ્ટી ખરાબ હો જાયગી"

મેં કહ્યુઃ "તમારી વાત સાચી છે."

મેકફરસન કહે "તો કેમ આ ધંધો ઉપાડયો છે"

મેં કહ્યું "મારો ધંધો છે એટલે. તમે તમારો ધંધો છોડી દેશો ?"

"ધંધોબંધો એકકાર રહી જાશે ને બાયડી છોકરાં રઝળી પડશે"

મેં કહ્યું "એ કયાં તમારે પાળવાં પડે તેમ છે ?"

"હવે બડાઇ રહેવા દેને"

મેં કહ્યું "ઘોડે તો તમે ચડયા છો, લાકડીઓ રાઇફલો તમારા હાથમાં છે. મારા હાથમાં તો કાંઇ નથી"

એક જણ કહે "સાહેબ લોટમગો એમ નહિ માને. ઠમઠોરવા દ્યો."

એમણે મને ઝાડ સાથે બાંધ્યો, ને પછી ખેરનો જાડો ઘોકો લઇ આવીને મારવા માંડયો. મારતા જાય ને પૂછે "બોલ જંગલ છોડી જવું છે કે નહિ"

હું કહું "નહિ" આખરે મેં કહ્યું કે "તમારે મારવો હોય તેટલો મારો હું તો આ જંગલ છોડી જવાનો નથી. અમસ્થો તો કદાચ સત્યાગ્રહ પતી ગયા પછી જાત પણ હવે તો આ જંગલમાંથી તમારૂં આ રાજ્ય નહિ જાય ત્યાં સુધી ખસવાનો નથી."

મેકફરસને ઘોડા ઉપરથી ઉતરીને હંટરવતી બેભાન થઇ ગયો ત્યાં સુધી માર્યો. પછી ઘોડાના પૂંછડા સાથે રાશ બાંધી-મારાપગ રાશ સાથે જકડી માઇલ દોઢ માઇલ ઢસડયો.

"શું ?" હું બોલી ઉઠયો. મને થયું કે આકાશના તારાઓ પણ આંખ ફાડીને જોઇ રહ્યા હતા.

"એમાં કશી નવાઇ નથી. આ જંગલના અંદરના ભાગમાં હજુ પણ ક્યાંક ક્યાંક બેવફા સ્ત્રીને ઘોડાના પૂંછડા સાથે બાંધીને ઢસડવાનું કોઇકવાર બની આવે છે. એમણે જંગલમાં રહીને એ નિયમને પચાવેલો." એ હસ્યા. કેવું પાવનકારી ! જાણે ઇશ્વરીઅંશે મોં મરકાવ્યું.

"અહીં તો એ જમાનામાં કોલસાના ભઠ્ઠામાં આ વેપારીઓ પોતાના નીચ સ્વાર્થ સાધવા સારૂ અથવા તો કેવળ એ જંગલવાસી ગુલામોમાં ધાક બેસાડવા સારૂ કોઇવાર એમાંના એકાદને જીવતો ને જીવતો હોમી દેતા." એમણે પડખે બેઠેલ એક છોકરાને બતાવ્યો ને કહે "આ લખીયાના બાપને જં એના ધણિઆમાએ કોલસાની ભઠ્ઠીમાં ઓરી દીધેલો

"શું કામ ?" મેં કહ્યું

"To get his wife" ને એની મા રોતી રોતી રાતના એકવાગે મારી પાસે નાસી આવેલી. પણ આપણે આડી વાતે ચડી ગયા. મને તો એકજણ એને ઘેર લઇ ગયો. પણ જે પંદર દિવસ સુધી હું ખાટલે રહ્યો એ દરમ્યાન કોઇકે આ બધા ખબર બહારવટીઆઓને પહોંચાડયા ને એમણે મેકફરસનનું ખૂન કરવાનું નક્કી કર્યું. આ પહેલાં હું એમને એક બે વાર જંગલમાં મળેલો ને અમારે વાતો પણ થયેલી. મેં એમને કહેલું પણ ખરૂં કે "તમે બારવટીઆ મોટા કે હું ? તમે બેચાર શેઠીઆના ઘર લૂંટો બેચારને ઠોંઠ ઠાપલી કરો પણ હું તો આવડા મોટા રાજ સામે ને તેય ઉઘાડે છોગ લડું;' ને બધી વાત પછી એ લોકો આ ભાગ છોડીને નાસી જવા તૈયાર પણ થયેલા; એ પછી તરત જ આ બનાવ બન્યો, ને મને એમણે ચીઠી મોકલી કે અમે આજ જવાના હતા. પણ હવે તો મેકફરસનને આજ પુરો કરીને જાશું."

"ખરા" મેં મનમાં કહ્યું.

"મેં તાબડતોબ ઘોડો તૈયાર કરાવ્યો ને એનો મુકામ જે ગામને પાદર હતો ત્યાં બરાબર આઠ વાગે પહોંચ્યો. મારે આખે શરીરે પાટા બાંધ્યા હતા, એક હાથમાં લાકડાની ઘોડી હતી. તંબુમાં રજા વિનાજ પેસીને મેં કહ્યું "તમને આગળથી જણાવવાનો વખત નહોતો એટલે એમને એમ આવ્યો છું પણ તમારા માથે સંકટ ઝઝુમે છે. તમે બને તેટલા જલદી નાસી છૂટો; આજ રાતમાં તમારા માથે બહારવટીઆ ધા કરવાના છે. મેં બધી વાત કરી. કાગળ બતાવ્યો. એ જરાક વિમાસણમાં પડી ગયો. "મને તમે ખબર આપ્યા એ માટે તમારો આભાર. હું મારું સંભાળી લઇશ. માત્ર આ જેની ને એ બધાની ચિંતા છે, "એણે પોતાની સ્ત્રી, જે તે દિવસે આવી નહોતી એ-એના તંબુ તરફ આંગળી ચીંધીને કહ્યું.

"એની ચિંતા ન કરો. એ જુમ્મેદારી મારી, પણ તમે નાસી છૂટો."

"નાસી છૂટું પંડિત? તો તો આ જંગલમાં આવું શા માટે? એ શ્રીયનોને આવવા દે," એણે બંદુક તૈયાર કરી; એને એના શરીરબળમાં વિશ્વાસ હતો.

મેં કહ્યું "તમે નાહકના કપાઇ મરશો. તમારા બેચાર સિપાહીઓ કપાઇ મરશે. બહારવટીઆ એકલા નહિ આવે બીજા બધા પણ મને માર્યાના સમાચાર સાંભળીને ઉશ્કેરાઇ ગયા છે એટલે તમે ભલા થઇને નાસી જાઓ."

"પણ તું શા માટે આ બધી સલાહ દેવા આવે છે, તને કોણે બોલાવ્યો? તારે એની શી જરૂર? તે દિવસે પડેલો માર ભુલાઇ ગયો?

મેં કહ્યું "મારો તો એ ધર્મ છે' કહી પેલા સંન્યાસી ને વીંછીની વાત કરી.

"કઇ ?' મે" એમને પૂછ્યું.

"વળી એ હસ્યા" જાણે અંધારામાં તારો ઝળહળી ઉઠયો.

"ગંગાકાઠે એક સંન્યાસી સ્નાન કરતા હતા ત્યાં એક વીંછી તણાતો આવતો હતો. સંન્યાસીએ એને કાંઠે કાઢવા હાથ લંબાવ્યો એ સાથે જ 'ટચ' દઇને વીંછીએ ડંખ દીધો. વેદનાના માર્યા વીંછી હાથમાંથી પડી ગયો, પણ તરત જ સંન્યાસીએ ફરી હાથ ધર્યો. ફરી પેલાએ ડંખ દીધો, ને છુટી ગયો. ત્રીજી વાર હાથ દીધો ત્રીજીવાર ડંખ દીધો. ને પડી જતાં તણાવા લાગ્યો પડખે એક સાંસારિક જીવ નહાતો હતો "રહેવા દોને સ્વામીજી" એણે કહ્યું:

સંન્યાસી ચોથી વખત હાથ લંબાવતાં કહે "રહેવા કેમ દઉં ભાઇ; એનો ધર્મ એને કોઇ અડે તો ડંખ મારવાનો છે. મારો ધર્મ દુઃખમાં આવી પડેલા ને શરીરનો મોહ રાખ્યા સિવાય મદદ કરવાનો છે;"

વાત સાંભળી હું સ્તબ્ધ થઇ ગયો. મારૂં મન ચિત્તપાવનના પગ આગળ આળોટતું હતું. મને બેધ્યાન જોઇએ કહે "કેમ એમ થઇ ગયા?' મેં કહ્યું "ના, ના. તમે ચલાવોને, હું સાંભળું છું" પણ મનમાં વારંવાર પ્રશ્ન અથડાતો હતો કે આવું સાદું સત્ય મને કેમ સમજાયું નહિ હતું ?

"એ દાખલો આપી કહ્યું કે અમારો એ ધર્મ થઇ ચૂકયો. મારો ધર્મજ મને આમ વર્તવાનું કહે છે, બીજું કોણ કહે? "તમારા પ્રભુએ પણ નથી કહ્યું ?

Do good to them that hate thee, Bless them that curse thee, and pray for them that despitefully use thee and perscute thee." મારો પ્રભુ મારા શાસ્ત્રોનું શિક્ષણ એથી જુદાં નથી.

મારી વાત પૂરી થઇ ને પેલા બહારવટીઆઓએ આવીને તંબુને ઘેરી લીધો; બારણા વચ્ચે જઇને ઉભો રહયો કે તરતજ એ સહુ ચમક્યા. પંડિતજી તમે અહિં? મેં હસીને કહ્યું "હા" એમને કાંઇ પ્રવચન આપવાની જરૂર ન હતી. માત્ર બે શબ્દો ધીરેથી કહ્યા એટલે આવ્યા હતા તેમ ચાલ્યા ગયા; મેં પાછા ફરીને મેકફરસનને પૂછ્યું "બંદૂક કેમ ન ચલાવી?"

"આજને આજ ? હું એટલો બધો ઉતરી નથી ગયો" પછી તો અમે સાથે જમ્યા, એની બૈરી છોકરી સૌને મારી ઓળખાણ કરાવી. તે દિવસથી અમે મિત્રો બની ગયા. જેલનો વડો તો એ સત્યાગ્રહ પતી ગયા પછી થયેલો.

"સત્યાગ્રહનું શું થયું?"

"વેરો રદ થયો બીજું શું?"

"વેરો રદ થયો એની પાછળ તમે સંઘબળને માનો છો કે સત્યને?"

"સત્ય ને સંઘબળ બંને; પણ સત્ય પ્રથમ ને સંઘબળ પછી; સત્યનો પાયો ને સંઘબળની ઇમારત; સત્ય વિનાનું સંઘબળ પણ ઘણીવાર જીતતું દેખાય છે પણ એ તરત જ વેરણછેરણ થઇ આંતરિક કલહોમાં પરિણમે છે; એહનું ધ્યાન ધરનારાને વારસામાં પણ એઠવાડ જ મળે છે. અસત્યના ગર્ભમાં જ વિભક્ત કરનારાં

તત્વો છે, જ્યારે સત્યના ગર્ભમાં એકત્ર કરનાર-સંગઠન કરનાર બળો છે, એટલે સત્ય પહેલું ને સંઘબળ પછી અથવા સંઘબળ ફળ ને સત્ય અંદરનો રસ.

એક બીજી વખત તુળજા મને એક વિકરાળ દાઢી મોં વાળા ડોસાને બતાવી કહે "વિદ્યુત, એ ડોસો એક વખત આ આખા પ્રદેશમાં સૌથી જબરો ધાડપાડુ હતો, પિતાજી કહે છે કે એના હાથે નહીં નહીં તોય પચીસ ખૂન થયાં હશે-ને એની દોરવણી ને શીખવણી નીચે થયાં હોય એ તો જુદાં"

"શું કહે છે?" હું આંખો ફાડીને જોઇ રહ્યો. એ માળા ફેરવતો ફેરવતો ચિત્તપાવનની જોડે વાત કરતો હતો. અને વચમાં વચમાં એવા ખડખડાટ હસી પડતા હતા કે જાણે જૂના મિત્રો એકઠા થયા હોય ને.

"એ આજે અગિઆરશ છે એટલે આવ્યો છે. દર અગિઆરશ એ અહીં ગાળે છે; પિતાજીના સહવાસ પછી એણે એ ધંધો છોડીને ખેતી લીધી છે. આજ એ સરસ બાગવાન છે. આઠ દસ છોકરા છોકરી છે. કોઇવાર એ, જમની-ધમો બધાં આવે છે."

વળી તે દિવસે સાયંકાળે એમણે પેલા વૃદ્ધ ગુનેગારની રૂબરૂમાં બીજી વાત માંડી. એના તરફ જોઇને ચિત્તપાવન કહે :

"કાં, ભગત તમારી વાત કહું ને? આ તુળજા બહેનના દેશના આવ્યા છે, એ તમારા ખબર પૂછે છે" હું દિંગ થઇ ગયો. જેને હું ગુનેગાર કહેતો હતો એને એ ભગત કહેતા હતા. ને સાચે જ એ ભગત બની જતો હતો.

"બાપજી, પહેલાંની વાત રહેવા દેજો, તમારા આવ્યા પછીની વાત કરજો" એણે હાથ જોડીને કહ્યું.

"દક્ષિણ તરફના જંગલમાં આ લોકોની જ એક જાત રહે છે. ભારે ઝનુની ને માથાભારે કોમ; પેલા બહારવટીઆઓ પણ આ કોમના જ હતા. ખડતલ એવા કે એક રાતમાં ચાલીશ ગાઉ કાપી નાખવા તો રમત વાત; લૂગડાંમાં કાંઇ જોઇએ નહિ, એક લંગોટી ને એક માથે લીરો, હાથાં તીર-કામઠું તો હોય જ. ખાવામાં પણ કાંઇ બાદ નહિ, કોળ, ઉંદર, વાંદા, કેમ ખરૂં ને ભગત ?"

"હરિ, હરિ, હરિ" ભગત બબડતો હતો.

"અધું ખપે, કાચું માંસ ને તાડી એમનું જમણ. આ કોમને સરકારે Criminal tribeમાં હું ત્યાં ગયો તે પહેલાં એચાર વર્ષે જ મૂકેલી. સરકાર પણ ચાર વર્ષમાં રોજ એકએક સ્ત્રી-પુરૂષની વારાવાર હાજરી લઇને થાકી ગયેલી-કારણ કે ચોરી ને ખૂન તો તોપણ થતાં હતાં. એ તો અસત્ય ને હિંસાની બેઉ પક્ષે શરત આરંભી હતી ને ? ને આ લોક પણ કંટાળ્યા હતા. એ વખતે આ ભગત એમની કોમના આગેવાન. કાંઇ મોટું પરાક્રમ કરવું હોય તો પહેલાં એમનો મત લેવાય; એ વખતે કોર્ટમાં એમનો એક કેસ ચાલે ને હું કાંઇક કામે ગયેલો; એમણે એમના જમાઇનું કાંઇક બોલાચાલીમાં ખૂન કરી નાખેલું."

મેં વૃદ્ધ સામે જોયું. એના કપાળે પરસેવાના ટીપાં બાઝયાં હતાં; માળાના પારા ઝડપથી ફરી રહ્યા હતા.

"એટલે સામા પક્ષે એમની વિરૂદ્ધ ફરિયાદ માંડેલી-કેસ એવો મજબૂત હતો કે ડોસાને કાળે પાણીએ જવું પડે એમ હતું. મને અમથું જ મનમાં થઇ આવ્યું તે સામાવાળાને મળવા ગયો. આમને પૂછ્યા સિવાય હો; તે ઇશ્વરની કૃપા તે સવળું ઉતરી ગયું.

પેલા લોકો કહે "અમારૂં માણસ અમને મળવું જોઇએ". એટલે જમનીને ત્યાં સાસરે રાખવી ને એને કાંઇ હરકત ઇજા ન થાય એ માટે એ લોકોએ મુચરકા આપવા અથવા મારે જામીન તરીકે રહેવું; એમણે કેસ પાછો ખેંચી લેવો. સમાધાનની વાત લઇને ભગત પાસે ગયો ત્યારે એતો કાળાપાણીની તૈયારી કરતા હતા. માલ-હાલ બધું વહેંચી આપતા હતા ત્યાં આ વાત થઇ એટલે કેસ પાછો ખેંચી લેવાયો. ને પછી તો સંબંધ વધતાં એમણે સૌએ આવીને આ 'હાજરીની હેરાનગતી"ની વાત કરી.

મને પણ એ વાત ઘણી ખૂંચતી હતી પણ થાય શું? એ લોકોને મેં કહ્યું 'ચોરીઓ બંધ કરવાનું વચન આપો તો સરકારને વાત કરૂં.' મને કહે 'હામુકી તો કેમ બંધ થાય? એના ઉપર તો નભી છી. ને વાત પણ સાવ ખોટી નહિ હતી. જે જંગલ ઉપર આજ સુધી એ નભતા હતા- જેમાં એમનાં ઢોર ચરતાં હતાં, જ્યાં એ ખેડતા હતા, જ્યાંથી એ શિયાળાનું બળતણ કાપતા હતા, એ બધું પારકું થઈ ગયું હતું. એટલે કાંતો એમને સર્ફ થવાનું ને કાંતો એમને ચોર-લૂંટારા થવાનું; એમણે મરદનો રસ્તો લીધો. કેમ ખરૂંને ભગત? કહી ચિત્તપાવને ખોંખારો ખાધો.

"શું એમાં મરદનો? ધરફાડુ ને ફાંસીયાનો ધંધો."

"પણ અસત્યની એક ખૂબી છે; શરૂઆતમાં તો માણસ પરિસ્થિતિને વશ થઈને પાપ કરે છે પણ પછી તો પાપ એના દેહની પ્રકૃતિ થઇ જાય છે; પાપનો એ ગુલામ થઈ જાય છે. ને પાપ એકલું આવતું નથી. સમ્રાટની પેઠે બીજા દુર્ગુણો સામંત રૂપે આવે છે. સત્યનું એથી ઉલટું જ છે. સંપની જોડેજ વિશ્વાસ ને વિશ્વાસની જોડે સ્નેહ ને સ્નેહની જોડે આપભોગ ને આપભોગની જોડેજ સત્યદર્શન એમ સાંકળ ચાલી આવે છે; આ સહુ શરૂઆતમાં પહેલો રસ્તો

લીધેલો. પરિસ્થિતિને વશ થઇને પાપ-કરતા હતા પણ એને વશ કોણ રાખે? પાપ વિષે આ પાપ કરીશ ને પેલું નહિ કરું એમ કદી ખાત્રીપૂર્વક કહી શકાતું જ નથી; વાણીઆની સ્ત્રી ઉપર ખરાબ નજર નાખવામાં કાંઇ વાંધો નથી એમ આમણે શરૂ કર્યું ને અમુક વખત પછી જોયું તો તેઓ ભાઇની સ્ત્રી ઉપર નજર નાખવા ઉપર આવીને ઉભા હતા—એ વખતે મને બોલાવ્યો; રામકૃષ્ણદેવ એક વાકય કહેતા—' ભૂખ્યાને ભજન ભાવતું નથી ' મેં એમને પૂછ્યું "અઠવાડિયામાં હમણાં કેટલી ચોરી કરો છો?"

સૌ કહે 'લગભગ એક.'

"હવે મહિનામાં એકનું નીમ લો, ને દારૂ, તાડી, અફીણ, મહિના સુધી નહિ પીવાનું નીમ લો તો આ હાજરીનું દખ કાઢું"

આજ ગામના લોકોમાં એકવાર બે વર્ષ પર જ્યારે આ હાજરી શરૂ કરવાના હતા ત્યારે હું ગયેલો ને બે દિવસ સુધી ગામના એક ખંડેરમાં રહેલો પણ કોઇ વાત કરવા તો શું પણ ખાવા બોલાવવા પણ નહિ આવેલું.

"એનાજ અમને શરાપ લાગ્યા બાપજી" પેલા ભગતે કહ્યું

"મેં શરાપ દીધો હોય તો લાગે ને?ઇ તો તમારા પાપનાં પરિણામ હતાં" પછી મારી તરફ ફરીને કહેઃ

"ને સરકારને અમે ખાત્રી આપી. એક મહિના દરમ્યાન એક વાણીઆની બીન વારસી જમીન દાનમાં લઇ એના ઉપર આ બધાને કામે વળગાડી દીધા. બે ત્રણ મહિના એમની સાથે ભગતને ઘેર જ રહ્યો. એ દરમ્યાન વળી જમનીને એક વાર પેલા લોકોએ મારી એટલે ઉપવાસ કર્યા. આખરે હરિકૃપાથી બધું બરાબર થઇ ગયું."

"મહિના પછી દારૂના નીમનું શું થયું ?".

"હા—એ હું કહેતાં ભૂલી ગયો—કેટલાકે સમજાવવાથી એ નીમ ચાલુ રાખ્યું. આ ભગતનું કુટુંબ એમાનું એક; ને કેટલાક મહિના પછી પાછા પીવા માંડયા. એમને સમજાવવાનું કામ ચાલે છે. પણ હું તમને જે કહેતો હતો એ તો એ કે આવી બધી મર્યાદિત સમય પૂરતી હીલચાલોને પરિણામે પ્રજામાં કેટલાક કાયમી ગુણો દાખલ થઇ જાય છે; એ આ દારૂનિષેધ, સહકારી મંડળ, શાળાઓ, અક્ષરજ્ઞાન, સમૂહશક્તિનું ભાન, ને સૌથી મોટો ફાયદો તો સત્યનું ઝાંખું એવું દર્શન ને શ્રદ્ધા.

"એ બધું તમારા પ્રતાપે પંડિતજી" પેલા વૃદ્ધે કહ્યું. ને એણે તુલસીની ચોપાઇ લલકારી.

**સાધુ ચરિત સુભ સરિસ કપાસુ**
**નિરસ વિસદ ગુનમય ફલ જાસુ**
**જો સહિ દુઃખ પરછિદ્ર-દુરાવા**
**વંદનિય જેહી જગ જસ પાવા**

"રામપ્રતાપે કહો, ભગત, રામપ્રતાપે. મારા જેવાને એંકાર ચડી જાશે તો આરે આવ્યું વા'ણ ડૂબશે."

કહીને એ આકાશના તારમંડળ સાથે ગોઠડી કરવા માંડયા.

* * *

એટલે મેં એમના શ્રીચરણોને મારા ચિત્તમાં સ્થાન આપ્યું. તે કાંઇ કોઇ બુદ્ધિપ્રતાપે નહિ પણ જનસમાજના તિરસ્કૃત ને હીન જીવો ઉપર પણ વિશ્વાસ રાખીને એમણે શીલનો જે અણિશુદ્ધ નમુનો ઉભો કર્યો એના લીધે.

આવા ઔદાર્યભર્યા ચિંતન ઉપર જે આચાર સ્વતઃ ઉભો થાય છે, ટકી રહે છે ને વૃદ્ધિ પામે છે એને હું શીલ કહું છું; મૂર્તિ આગળ તાળોટા પાડવા કે કીડીયારૂં પૂરવા જેવા પરંપરાગત આચાર ને લોક શીલ કહે છે, એને હું શીલનું રસવગરનું છોતરૂં પણ નથી કહેતો.

*            *            *

એમને હંમેશાં જમ્યા પછી આશ્રમમાં આવી ચડેલા એક અનાથ કુતરાના બચ્ચાને સગા દિકરાને જમાડે એટલા સ્નેહથી જમાડતા જોઇ ધન્ય થયો છું.

રોજ જે થાળીમાં કૂતરાને ખવરાવતા એ એક વાર મને ધોવા આપી. હું કૂતરાની છે એ જાણતો હતો એટલે ઘસ્યા સિવાય માત્ર વીછળીને પાછી આપી; એમણે કાંઇ બોલ્યા સિવાય પડખેની માટી લઇ ઘસી કાઢી ને હસતાં હસતાં કહેઃ

"આપણને એંઠી રહી ગયેલી થાળીમાં ખાતાં સુગ આવે એ કદાચ આને ન આવે પણ આપણને જે નુકશાન થાય એ તો એને પણ થાય ને ? જેમ હું તુળજા તેમજ આ લખીયા વચ્ચે કાંઇ ભેદ નથી જોતો તેમજ લખીયા ને આ કૂતરા વચ્ચે પણ ભેદભાવ જોવો એ અવિવેક લાગે છે; એકની જરૂરિયાત પાછળ જેટલી સંભાળ લઉં તેટલી જ આની પાછળ લઉં તો જ મને નિરાંત થાય."

ને મેં ઘણીએ વાર તેઓ રાતના ઉઠે ત્યારે ગલુડીયા પાસે જઇ ખસી ગયેલો કોથળો ધીરે રહીને સાવચેતીથી ઓઢાડતા એમને જોયા છે.

ત્યારે હું મૂઢ બની ઉભો રહ્યો છું, કે આ બધું આ માણસને કેમ કરીને સૂઝે છે ?

*            *            *

અમે ત્રણે જણા એકવાર ગાયની કોઢ સાફ કરતા હતા. તુળજા કહે "પિતાજી, વિદ્યુત હજુ પણ હિંસામાં માને છે."

"હિંસામાં માને છે એમ ન બોલ તુળજા. હિંસામાં કોઇ માનતું જ નથી. હિંસામાં માને એણે તો પોતાની સ્ત્રીને મારવી પડે, બાળકોને ખાઇ જવાં પડે, ઢોરને પંપાળવાને બદલે સબોડવા પડે, કંઇ કંઇ કરવું પડે. પણ હિંસામાં કોઇ માનતું જ નથી. સૌ માને છે તો અહિંસામાં જ. વાઘ પણ અહિંસામાં જ માને છે, નહિતર તો ધરાયો હોય ત્યારે શા માટે ઢોરને નથી છંછેડતો ? તું જેમાં માને છે એમાં તો તું દિનપરદિન આગળ જ જાય છે, જીવનો એ સ્વભાવ છે. પણ આપણે જોઇએ તો જેને આપણે હિંસામાં માને છે એમ કહીએ છીએ એ એમની હિંસાનુ વર્તુલ પ્રતિદિન વધારાતા જતા નથી; માને છે સૌ અહિંસામાં જ, પણ એને પહોંચવાના માર્ગો સૌના વિવિધ છે, કોઇક રાવણ પેઠે વૈરભાવે પહોંચવા ધારે છે તો કોઇ વિભીષણ પેઠે ભક્તિભાવે પહોંચવા ધારે છે"

"માણસ હિંસા કર્યા પછી પણ અહિંસામાં આવે ?"

"હા, એટલે તો આપણે तमसोमा जोतिंगमय એમ કહીએ છીએને ! પણ એ જ્યોતિમાં પહોંચવાને સારૂ કેટલીક વાર માણસને અંધકારનાં ગાઢાં પડ ચીરીને વિચરવું પડે છે. Sometimes it takes the acid of sin to clear the windows of soul. અને અંતે તો અંધકાર પણ એક સાપેક્ષ વસ્તુ જ છે ને ? ગાઢતર અંધકાર આગળ ઓછો અંધકાર અજવાળું કહેવાશે ને ? પણ વસ્તુતઃ અંધકાર છે જ નહિ. જે અસત્ય છે તેને અસ્તિત્વજ નથી. વિવેકાનંદનું એક વાક્ય છે "Man does not

march from error to truth but from truth to higher truth." એટલે તો આપણે કોઇને હલકા ગણ્યા સિવાય પ્રેમધર્મને ઉપાસીએ છીએ. પણ વિદ્યુતને હિંસામાં હજુ શ્રદ્ધા હોય તો ભલે એ રસ્તે જાય. પણ પૃથ્વી ગોળ છે એ જેવું અફર સત્ય છે એવું જ બલ્કે એથી પણ વિશેષ અફર, મનુષ્યનો સ્વભાવધર્મ પ્રેમ કરવો, એ સત્ય છે.

પણ, તુળજા એતો આપણે એવું કામ કરી બતાવશું કે એમણે કાનપટી પકડવી પડશે. કારણ કે આખરે તો આપણે એક નિશાને જનારા શરતી ઘોડા છીએને? કોનો રસ્તો સીધો–સરળ ને સર્વસુગમ છે એ તો અનુભવે નક્કી થશે.

ધીરજ તો ધર તુળજા આ તારો ભાઇ તારા જેવો થશે એટલું જ નહિ પણ કેટલાયને તારા જેવા કરશે એમ હું તો ભવિષ્ય ભાખું છું."

મેં ધીમેથી કહ્યું "એ ભવિષ્યવાણી સાચી પડો."

* * *

હું એ સમસ્યા ઉપર વિચાર કરતો હતો કે દાદાએ જે વર્ષોમાં કામ શરૂ કર્યું, લગભગ એજ વર્ષોમાં ચિત્તપાવને પણ કામ શરૂ કરેલું. ત્રીશ વર્ષ પછી બન્નેના સરવૈયાં તપાસીએ તો શું દેખાતું હતું? અમે કેટલા ફાંસીએ ગયા હતા? કેટલા કાળા-પાણીના નર્કમાં ધકેલાયા હતા? કેટલાં ઘરો ભાંગીને ધરાશાયી થયાં હતાં? કેટલું યૌવન ખરચાયું હતું? છતાં પરિણામ! એના વારસો દહાડે દહાડે ઓછા થતા હતા; અમે કાંઠે નંખાઇ ગયેલા વહાણ જેમ જીવતા હતા એ ચિત્તપાવનનું કહેવાનું શું જરાયે

ખોટું હતું ? એ કહેતા હતા. "હું તો કૈલાસ પણ નથી ગયો ને કાશી પણ નથી ગયો. ગંગા કે યમુના કાંઇ નથી જોયું-હું તો પંદર વર્ષથી આંહીં પડયો છું. તોય મારા જેટલું તો નહિ તો પણ મને મારી ગ્રહણશક્તિના પ્રમાણમાં અહીંથી ઠીક મળ્યું, છે," એ તો એમનો વિનય હતો. સાચેસાચ તો મેં જે રાષ્ટ્રપુરૂષની પ્રદક્ષિણા કરીને નથી પ્રાપ્ત કર્યું તે આ માણસે એક જ માણસના અંતરમાં પેસીને પ્રાપ્ત કર્યું છે; એ એવું મહાન સત્ય છે કે જેની આગળ ચોરટા સંતો બને છે, ગર્વિષ્ઠ વિનમ્ર બની જાય છે, આળસુઓ કર્મયોગી થાય છે, 'તલવારોના ભાંગીને હળ થાય છે,' વેરઝેરની જગ્યાએ પ્રેમનું સામ્રાજ્ય વ્યાપે છે, એક આખી કુરૂપ સૃષ્ટિ બદલાઇને સુરૂપ ને સુખભરી બની જાય છે;

માનવચિત્તમાં એક સમભાવભર્યા દૃષ્ટિપાતે જ એને આ સામર્થ્ય આપ્યું છે. એ ઘણી વખત ગાતા હતા કે-

**યા ઘટ ભીતર સાત સમંદર,**
**યાહી મેં નદી નારા;**
**યા ઘટ ભીતર કાશી દ્વારિકા,**
**યા હિ મેં ઠાકુરદ્વારા.**
**યા ઘટ ભીતર ચંદસૂર હૈ,**
**યા હિ મેં નૌલખ તારા;**
**કહત કબીર સૂનો હો અવધૂ,**
**યા હિ મેં સત કિરતારા.**

આ ઘણા લોકો જેને કાર્યનિતી તરીકેની અહિંસા કહે છે એ છે જ નહિ. એ તો ચિત્તપાવનના જીવનના નિયમ તરીકે જ જે પ્રેમ સૂતર કાંતનારીના તાર પેઠે આવી રહ્યો છે એ છે.

* * *

એક સાયંકાળે હું એમની પાસે બેઠો બેઠો કાગળો લખતો હતો ત્યાં લખીયો આવીને કહે,

"બાબા, પોલીસ આવેલ છે ને અંદર આવવાની રજા માગે છે."

"જા કહે કે 'અંદર આવે." એના ગયા પછી મને કહે "પડખેના ઓરડામાં ચાલ્યો જા. અંદરથી બંધ કરી રાખ ને પાછલી બારી ઉઘાડી રાખ."

હું ઓરડામાં સાંભળતો હતો.

"આપના આશ્રમમાં વિદ્યુત કરીને એક નાસતો આરોપી આવેલ છે એમ મેં સાંભળ્યું છે. એ સાચી વાત છે?"

મેં સાંભળ્યું. "ના."

"તુળજા બહેનનો એ ભાઇ છે ને આવેલ છે, એમ કહે છે."

"તુળજાનો તમે શોધો છો એ ભાઇ મરી ગયો છે.

"ત્યારે નથી એમ હું માની લઉં ને?"

"નથી" સ્પષ્ટ સંભળાયું.

રાત્રે મને ભોમીઆ સાથે રવાના કરતાં કહે.

"પેલો વિદ્યુત મરી ગયો છે એમ હું માની લઉંને?"

મેં એમના પગની રજ લેવા નીચા વળતાં કહ્યું.

"હા."

એમણે પીઠ થાબડતા કહ્યું.

"જાઓ ફત્તેહ કરો."

મેં ગદ્‌ગદ કંઠે કહ્યું.

"અનંતદાનું ખૂન કરનાર હું છું એ ખબર છે?"

"કોણ છે ને કોણ હતો એ મને પૂરી ખબર નથી. મેં તપાસ પણ નથી કરી. એને તો મેં ને તુલજાએ બહુ વખતથી ક્ષમા આપી છે–ને એ વિદ્યુત તો મરી ગયો છે આજે તો એ નથી. એવા તો અનેક અનંતને મસાણમાંથી તારા હાથે ઈશ્વર ઉભા કરશે. બેધડકપણે ચાલ્યો જા કોઈ રોકનારૂં નથી."

"દીદી–ક્ષમા" મેં તુળજાના પગમાં માથું નાખ્યું.

"તે દહાડે કહ્યું હતું તેમ આજે પણ કહું છું કે ઈશ્વર તારા રોગદોગ મને આપે પણ તને ક્ષેમકુશળ રાખે–જા વિદ્યુત."

"ફરી કયારે મળશું ?"

મોં મરકાવતાં એણે કહ્યું. "હવે તો મારો વારોને ? લખજે આવી જઈશ."

ને દેવોના રાજમાર્ગ પર પ્રગટેલ દીવાઓની ઓથે હું ચાલી નીકળ્યો.

* * *

અંતે લખ્યું હતું.

"તું એમ ન માનતો કે આ મારી આત્મકથા કહેવા લખ્યું છે. મારી જીવનકથા તો અત્યંત ક્ષુલ્લક ને દયાપાત્ર છે. પણ આ તો પંચીસ વર્ષથી ચાલતા એક મહાયજ્ઞ જેને મેં ભક્તિભાવે જોયો"

છે, એની સ્મરણ દ્વારા કરેલી પૂજા છે; કહે છે કે યજ્ઞની બાકી રહેલી પ્રસાદી જે કોઈ જમે તે મૃત્યુને તરી જાય છે. આ મહા યજ્ઞની ગાથા એવા પવિત્રતમ્ યજ્ઞશિષ્ટ તરીકે તમારી સૌની વચ્ચે મૂકતો જાઉં છું, એ પચાવીને તમે અમૃતત્વ પામો."

* * *

વિમલ વાંચી રહ્યો ત્યારે પાછલી રાતની ચાંદની ખીલી હતી. એના મનમાં કાંઈજ મૂંઝવણ નહોતી. કોઈ વ્યથા નહોતી. કોઇ આશંકા નહોતી. સ્નાન કરીને નીકળતા બાળયોગીના જેવી પ્રફુલ્લતા એના મુખ પર પથરાઈ હતી. જાણે વર્ષોથી રણમાં આથડતા રથનો ચાલ્યો ગયેલો સારથી એના આસને આવીને બેસી ગયો હતો ને રથ એના નિયત પથે સર્વેંદ્રિયોમાં ચેતન રેડતો વાયુવેગે દોડી રહ્યો હતો. એ ઉઠ્યો, ખડીઓ કલમ લાવી કાગળ લખવા બેઠો.

"પિતાજી,

તમારા ગઇ કાલના શબ્દો આગળ મારો નિશ્ચય પીગળી ગયો હતો. પણ ઇશ્વરી સંકેત જુદો હતો.

ઘેર રોકાવાના નિશ્ચયની શાંતિ આટલા દિવસની મારી અસ્વસ્થતાનો પરિહાર કરે તે પહેલાંજ ભાવિએ અચાનક મારા હાથમાં મૂકેલી એક મહામહિમામય યજ્ઞગાથાએ મારા ઓસીકેથી ઉઠીને મારાં મન, ઇંદ્રિય ચક્ષુઓનો કબજો લઇ લીધો.

એક આખા માનવકુળના હજારો તેજસ્વી પુત્રપુત્રીઓની ભક્તિની, સંગ્રામની, સ્વાપર્ણની, ખાકસારીની એ બલિદાનગાથા હતી. એણે કેમ જાણે મને પોતીકો ગણી બાંહ્ય પકડી ખેંચી લીધો. મારા અંતરાત્માએ ઉછળીને જાણે એ હાકને જવાબ આપ્યો.

ક્ષમા કરજો પણ મારાથી એને વશ થયા સિવાય રહેવાતું નથી. એ હાક કાંઇ સંચિત ધન બચાવીને સુખસગવડ આપવાની નથી. પણ મારું સર્વશ્રેષ્ઠ માની મુક્તિને સારૂ ધરી દેવાની છે.

મારી બાને તમારા નિત્યના ધૈર્યથી આશ્વાસન દેજો. મારો અંતરાત્મા સાક્ષી પૂરે છે કે આ પગલું ભરીને જ તમામ શિક્ષણ અને સંસ્કારોને હું સાર્થક કરીશ; હું અર્પી રહ્યો છું તે પણ મારૂં ક્યાં છે? તમે જ બેઉએ મને આપેલો સાચો વારસો આજે સ્વર્ગાદપિ ગરીયસી માને ચરણે ધરવા વિદાય માગું છું. એ નૈવદ્ય મારૂં કેમ કહું? તમારૂં જ છે.

વિદાય વેળાએ આશિર્વાદ માગતો

**તમારો પુત્ર**

ટાગળની ઘડીવાળી ગાદી પર બજરની ડાબલી નીચે દબાવી આજુબાજુ જોતો એ બહાર નીકળી આવ્યો. ગુપચુપ ઉતાવળે પગે એણે નાનકડી બજાર વીંધી સાવચેતીથી ઝાંપો વટાવ્યો ને ઝપાટાબંધ નદીના રસ્તા તરફ વળ્યો. પીરની દરગાહ પાસે થઇને એ નદીના પટ વચ્ચે આવીને ઉભો.

પાછલી રાત જામી હતી. સકળ જગત જંપ્યું હતું. કોઇ જાગતું નહતું. માત્ર ચાંદની અખંડ સ્વરૂપે વરસ્યા કરતી હતી. શીતળ પવન કોઇને યે જગાડયા સિવાય વહ્યા કરતો હતો, પાણી સતત ધારે વહ્યા કરતું હતું. ચેતન નિદ્રામાં હતું, ખંડિત હતું. જડજગત વહેતું હતું અખંડ હતું. એણે ચારે બાજુ એક નજર નાખી. અખંડ સમાધિસ્થ ટેકરા, અબોલ પહેરેગીર શા જાંબુડા ને આમ્રવૃક્ષો. નીતરતા કાવ્ય સમી ચાંદની, શુભ્ર કમલસમ તરતું એનું ગામ, મંદમંદ વહેતો પવન, મંદમંદ વહેતાં પાણી, ધીરે ધીરે સરતો

તારા, ચુપચુપ ખરી જતાં વૃક્ષવર્ણો ને સકળ જીવંત સૃષ્ટિ વચ્ચે અજંપો સેવતા એક એ ને એના પિતા.

એને નાસવાની ધુરી આવી. સઘળા સામે આંખ મીંચીને એણે પગ ઉપાડયા. દૂધ જેવી ચાંદનીમાં ઠેશ આવતી હતી. પગલે પગલે જાણે પાદરના પથરા રોકવા મથતા હતા.

“કેવા સ્વાર્થી છે, જાણે પેલું તો પરદેશ હોય ને.” એણે મનમાં કહ્યું.

સઘળા સ્વાર્થી જગતને ધિક્કારતો હોય તેમ બધાને પાછળ મૂકી એ આગળ દોડયે ગયો. ઉંચે જોઇ સાથે દોડતા તારકગણોને કહ્યું “પેલું ગીત ગાઓને.”

**એકલો જાને એકલો જાને એકલો જાને રે**
**તારી જો હાક સૂણી કોઈ ના'વે**
**તો એકલો જાને રે.**



* * *

કાગળ વાંચીને સુખલાલે રુદન કર્યું કે નહિ એ પણ નહિ કહું એણે મનમાં એક પ્રશ્ન પૂછયો.

“બધાજ કહે છે કે તમારા પ્રતાપે અમે આવા થયા છીએ ને છતાં બધાજ મને ત્યજી જાય છે.”

આમ કયા દોષે ?

ને બીજે દિવસે વિમલને ઠપકા સાથે રજા આપતો કાગળ લખી નાખ્યો.

# ત્રણ અર્ધું બે

## અને બીજી વાતો

લેખક : ઉમાશંકર જોષી

પાકું પૂઠું    દ્વિરંગી જેકેટ    અઢીસો પાનાં

'શ્રાવણી મેળા'ને જે સુંદર આવકાર મળ્યો તેથી પ્રેરાઈને ટૂંક વખતમાં જ બીજો વાર્તાસંગ્રહ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. ગુજરાતના ગણ્યાગાંઠ્યા વાર્તાકારોમાં શ્રી. ઉમાશંકરે અગત્યનું સ્થાન લીધું છે એને વિષે બે મત છે જ નહિ. આ વાર્તાસંગ્રહ વાંચવા ચૂકશો નહિ.

**કિંમત રૂા. દોઢ**

: પ્ર કા શ ક :

વોરા ઍન્ડ કું. પબ્લિશર્સ લિમિટેડ
૮, રાઉંડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ
મુંબઈ ૨

---

'આનંદ ગ્રંથાવલી'ના પુસ્તકો ફરજીયાત લેવા નથી પડતાં. મરજીયાત છે.